# અપ્સરાનો અવતાર.

(કામરૂદેશની મહારાણીના નવા અવતારની વાર્તા.)

સંપાદક તથા પ્રકાશક,

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા-અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૩૦૦૦.

સંવત ૧૯૮૬. ઈ. સ. ૧[illegible]૩૦

અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમાં,

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. ઠે. સલાપોસ રોડ.

કીંમત ૮ આના.

અસંખ્ય ધારાથી ઉડતો ભક્તિરસનો ફુવારો

# અમર ચરિત્ર.

ભાગ ૧-૨-૩-૪-૫

: ભક્ત આપાલાલ વેણીરામ કૃત :

**હાથમાંથી હેઠે મુકવાની ઇચ્છાજ ન થાય એવો નિરંતર પાસે રાખવાલાયક લોકપ્રિય ગ્રંથ.**

ભક્તિરસનો મહિમા વિશ્વવિખ્યાત છે; આમાં સત્ય, સરળ, જ્ઞાન, નીતિ, વીર, હાસ્ય, કરૂણા, શૃંગાર, શાન્ત, અદ્ભુત અને ભયાનક રસથી ભરપુર એવા અસંખ્ય આખ્યાનોનો સંગ્રહ છે. આખ્યાનો ઘણીજ સરળ ભાષામાં લખાએલાં છે. ભાવથી નાના બાળકો તેમજ સ્ત્રીઓને પણ વાંચવું સુગમ પડે તેમ છે. પૌરાણીક વિષય આવી સરળ ભાષામાં સમજાવ્યો હોય એવો આ શીવાય બીજો એકેય ગ્રંથ નથી. થોડાક સમયમાં આ પુસ્તકની પ્રથમ ભાગની દશ આવૃત્તિ ખલાસ થઇ એજ એના સારાપણાની ખાત્રી માટે બસ છે. દરેક ભાગની કિંમત રૂપીઆ ૩ મુજબ પાંચ ભાગની કિંમત રૂ. ૧૫-૦-૦ પોસ્ટેજ ૧-૪-૦.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.
ત્રણ દરવાજા—અમદાવાદ.

# અપ્સરાનો અવતાર.

## પ્રકરણ ૧ લું.

### અપ્સરાનું આવાહન.

ઓ પ્રભુ ! 'અમર અપ્સરા' ની શોધમાં કરેલી મુસાફરી અત્યારે મારા મગજમાં તાજી થયા વિના રહેતી નથી. અહો ! કેવો એ વિચિત્ર કામરૂદેશ ? અને કેવી એ દેશની મહારાણી ? વાચક ! મારી એ મુસાફરીની વાત પહેલાં હું તને ટૂંકમાં કહી જઉં.

મારૂં નામ હુરપાળ, પરન્તુ કામરૂદેશમાં મારૂં નામ વાનરમુખો પડ્યું છે કારણકે મારા ચહેરાની અને વાંદરાના ચહેરાની વચ્ચે અણ-મળતાપણા કરતાં મળતાપણું વધારે છે અને તેથીજ આવે કદરૂપે વેશે સ્ત્રી પરણવાને બદલે કુંવારા રહેવાનું જ મેં પસંદ કર્યું છે. એક મારો મિત્ર વિનયસીંગ રાત્રે મારે ત્યાં-જુનાગઢમાંના મારા રહેવાના મકાનમાં આવ્યો. તેણે મને એક પેટી સોંપી અને પોતાના પુત્રનું પાલન-પોષણ કરવાનો ભાર મારા ઉપર મૂક્યો. તેની સ્ત્રી મરણ પામી હતી અને તેની પોતાની તબીયત સારી રહેતી નહોતી. પોતાના પુત્રને આસામી ભાષા અને કામરૂદેશની ભાષા શીખવવાની તેણે મને ખાસ સૂચના કરી અને તેજ રાત્રે તે પોતાને ઘેર ગયા પછી મરણ પામ્યો. તેનો પુત્ર લલિત મારી પાસે રહી મોટો થવા લાગ્યો. વિન-યની સૂચના પ્રમાણે લલિત ૨૫ વર્ષની ઉમરનો થતાં પેલી પેટી ખોલવામાં આવી. તેમાંથી એક ભાગેલી આરસની તખતી નીકળી. તે તખતીમાં જૂદા જૂદા વખતની જૂદી જૂદી પ્રાચીન લિપિઓમાં લખાણ

કરવામાં આવ્યું હતું. તે લખાણમાં એવી વાત હતી કે બે હજાર વર્ષ ઉપર શાક્ય વંશનો રાજકુમાર જેણે બૌદ્ધ ભિક્ષુપદ ગ્રહણ કર્યું હતું અને બૌદ્ધ મઠમાં રહેતો હતો તે એક નેપાળી રાજકુમારી અન્નપૂર્ણાના પ્રેમમાં પડયો અને તે ભિક્ષુપદ છોડીને અન્નપૂર્ણાની સાથે મઠમાંથી નાસી ગયો. તે કામરૂદેશમાં જઈ ચડયો જ્યાં માયા નામની અતિશય સુંદર સ્ત્રી વસતી હતી અને કામરૂદેશની મહારાણી તરીકે રાજ્ય ચલાવતી હતી. તે કંબલકુમાર ઉપર મોહી પડી અને એવી માંગણી કરી કે તેણે અન્નપૂર્ણાને મારી નાંખવી અને પોતાની સાથે લગ્ન કરવું. માયા કંબલકુમારને અને અન્નપૂર્ણાને એક જ્વાળામુખી પર્વતના ઊંડા ભોંયરા તથા કોતરમાં લઈ ગઈ જ્યાં અમર અગ્નિ બળતો હતો. એ અગ્નિમાં કંબલકુમારને સ્નાન કરાવી તેને અમર બનાવવાની માયાએ ઇચ્છા દર્શાવી, પણ તે એવી શરતે કે તેણે અન્નપૂર્ણાને છોડી દેવી. આ માંગણી કંબલકુમારે ન સ્વીકારી, તેથી માયાએ કંબલકુમારને મારી નાંખ્યો અને અન્નપૂર્ણાને ત્યાંથી હાંકી કાઢી. માયા અગ્નિ સ્નાન કરી અમર અપ્સરા બની. અન્નપૂર્ણા ગર્ભવતી હતી તે લંકા પહોંચી અને ત્યાં તેણે અરિદમન નામના એક પુત્રનો જન્મ આપ્યો. અન્નપૂર્ણાએ આ બધી હકીકત પેલી આરસની તખતીમાં કોતરી અને પોતાના પુત્રને તથા તેના વંશજોને એવી આજ્ઞા કરતી ગઇ કે એ કામરૂદેશની મહારાણી અથવા અમર અપ્સરાની ઉપરનું વેર પોતાના પુત્ર કે તેના ઉત્તરોત્તર વંશજે વાળવું અને જ્યાંસુધી વેર ન વળે ત્યાંસુધી આ બધો વારસો દરેકે પોતાના પુત્રને આપતા જવું. એજ વારસો અરિદમનના બે હજાર વર્ષ પછીના એક વંશજ તરીકે વિનયે પોતાના પુત્ર લલિતને આ પેટીમાં સોંપ્યો હતો.

હવે હું, લલિત તથા અમારો ચાકર જુવાન કામરૂદેશની મુસાફરીએ ગયા. ત્યાં માણસખાઉ માણસો વસતાં હતાં. તે લોકો અજાણ્યા મનુષ્યને માથે તપાવેલો ઘડો મૂકી તેમને મારી નાંખતા અને પછી તેનું મુડદું શેકી ખાતા. બહુ હલાકી વેઠીને અમે તે મુલકમાં ગયા અને કામરૂદેશની મહારાણી અથવા અમર અપ્સરા માયાને મળ્યા. કંબલકુમારના વખતથી તે આજસુધી તે એક સરખી જુવાન વયમાં અને સુંદરતામાં જીવી રહી હતી કારણકે તેણે પેલા અમર અગ્નિમાં સ્નાન કર્યું હતું. માયાએ લલિતને પોતાના બે હજાર વર્ષ પૂર્વેના પ્રિયતમ કંબલકુમારના અવતાર તરીકે ઓળખ્યો. કંબલકુમારના મુડદાને માયાએ તેમાં કોઇ દવા ભરીને બે હજાર વર્ષ સુધી જાળવી રાખ્યું હતું તે મુડદું તેણે અમને બતાવ્યું અને તેનો તથા લલિતનો ચહેરો એક સરખી રીતે મળતો આવતો અમે જોયો! એ દેશમાં જતાં જ લલિત યામા નામની એક કામરૂદેશની સ્ત્રીને પરણી ચૂક્યો હતો, પરન્તુ માયાએ તેને કાઢી મૂકી અને લલિતને પોતા ઉપર મોહ ઉપજાવવા માંડયો. યામા ચાલી ગઇ નહિ તેથી માયાએ તેને પોતાની અજબ શક્તિથી ક્ષણવારમાં મારી નાંખી. યામાનો લલિત ઉપર બહુએ પ્રેમ હતો અને યામાના મરણથી તે થોડો વખત ગમગીન બની ગયો પરન્તુ માયાની ખૂબસુરતી જોતાંજ તે મોહાંધ બની ગયો, યામાને વિસરી ગયો અને માયા ઉપર વેર વાળવાનું તો તેને સાંભરે જ શાનું! પછી લલિતને અને મારી ઇચ્છા હોય તો મને પણ અમર અગ્નિમાં સ્નાન કરાવવા માયા પેલા જ્વાળામુખી પર્વતમાં લઇ ગઇ. એ અગ્નિમાં સ્નાન કરવાથી કશું નુકસાન થતું નથી પણ અમર થવાય છે એવું બતાવી આપવા માટે માયાએ અગ્નિમાં પ્રવેશ કર્યો પણ એ અગ્નિની અસર એવી હતી કે તેમાં

એક વાર સ્નાન કરવાથી અમર થઇ શકાય, પરન્તુ બીજી વાર તેમાં સ્નાન કરવામાં આવે તો મૃત્યુ પમાય! આથી માયાએ તેમાં બીજી વાર સ્નાન કરવાથી બે હજાર વર્ષની વૃદ્ધાવસ્થા તેના શરીરમાં તરી આવી અને તુરત તે મરણ પામી. તેના સુંદર વાળનો ઢગલો નીચે ખરી પડ્યો હતો તેમાંથી એ લટ કાપી લઇને અને તેનું એ સંભારણું પાસે રાખીને અમે બેઉ મહા મુસીબતે ત્યાંથી પાછા ફર્યા. મરતાં મરતાં માયા કહેતી ગઇ હતી કે: "કુંભલકુમાર! (લલિતને તે કુંભલકુમાર તરીકે જ બોલાવતી) મને તું ભૂલી જતો ના! મારી આ દુર્દશા અને લજ્જાભરી સ્થિતિ ઉપર તું દયાદૃષ્ટિથી જોજે! હું મરવાની નથી. હું ફરીથી આવીશ અને ફરીથી વધારે સુંદર સ્ત્રી રૂપે અવતરીશ!" માયાની આ સ્થિતિ થવાથી અમે એ અગ્નિમાં સ્નાન કરવાની હિંમત ભીડી શક્યા નહિ અને અમારો ચાકર જુવાન તો બિચારો માયાની મૃત્યુસમયની અવસ્થા જોતાં જ બીકથી મરણ પામ્યો. પછી અમે ખૂબ હલાકી વેઠતા મહિનાના મહિના પછી જુનાગઢમાં પાછા પહોંચ્યા.

જુનાગઢના મારા મકાનમાં અમે આ મુસાફરીના પ્રસંગોનું, માયાની સુંદરતાનું અને મરતી વખતના તેના છેલ્લા શબ્દોનું સ્મરણ કરતાં એકાદ વર્ષ રહ્યા હોઇશું પરન્તુ એ સમયમાં માયાએ પાછા ફરવાનું જે વચન આપ્યું હતું તે વચન પૂરૂં પાડવાની કશી નિશાની અમને મળવા પામી નહોતી. મુસાફરીથી અમારી લથડેલી તબીયત આ એક વર્ષમાં પાછી બરાબર સુધરી ગઇ અને લલિતના માથાના વાળ અમર અગ્નિવાળા કોતરમાં સફેદ થઇ ગયા હતા તે પણ હવે પાછા કાળા થઇ ગયા હતા, તેની સુંદરતા પણ પાછી તેના શરીરમાં આવી વસી હતી. પરન્તુ તેનું મ્હોં પહેલાં જેટલું ખુશાલ રહેતું નહિ પણ ગંભીર અને ગમગીન રહેતું.

એક રાત્રિને વખતે અમે ભારે અંતઃકરણથી નિરાશાનો અનુભવ કરતા હતા. માયાના પુનઃ દર્શનની કશી નિશાની–કશો ઈશારો અમને મળ્યો નહોતો અને તે ઈશારાની અમે રાહ જોઇ રહ્યા હતા. મરણ પામેલી માયા તે મરણ પામેલી જ રહી અને અમે અનેક વાર અંતઃકરણથી તેનું આવાહન કર્યું પણ કશો જવાબ મળ્યો નહિ.

અમે ગિરનારની તળેટીમાં ફરીને ઘર તરફ પાછા ફરતા હતા. આકાશમાં વાદળાં ઘેરાતાં હતાં અને કોઈ કોઈ વાર વિજળી ચમકતી હતી. અમે મુંગા મુંગા ચાલતા હતા, એટલામાં લલિત કારમો ઊભો રહ્યો અને મારો હાથ પકડીને બોલ્યોઃ " કાકા ! મારાથી હવે આ મનોદુઃખ વધુ વખત સહન થઈ શકે તેમ નથી. મારૂં કાળજું ચીરાઇ રહ્યું છે. માયાનું ફરીથી દર્શન કરવાની ઇચ્છાથી મારૂં હૃદય ફાટ–ફાટ થયા કરે છે. જરા પણ આશાના આલંબન વિના હું ખરેખર ગાંડો થઈ જઇશ. હું તો હજી બીજાં પચાસ વર્ષ જીવીશ અને એટલાં બધાં વર્ષ શું હું ચીરાઇ જતે હૃદયે જીવ્યા જ કરૂં ?"

મેં પૂછ્યુંઃ " ત્યારે તું બીજું શું કરીશ ?"

" મારે માયાની ખબર મેળવવાનો–અથવાતો કાયમની શાંતિમાં દટાઇ જવાનો ટૂંકો રસ્તો લેવો છે. " તેણે ગંભીરતાથી જવાબ આપ્યોઃ " હું મૃત્યુને ભેટવા ઇચ્છું છું; હા, હું આજની રાત્રેજ મૃત્યુને ભેટીશ. "

લલિતના આ શબ્દો સાંભળીને હું ભય પામ્યો. મેં ગુસ્સાથી તેની સામે જોયું અને કહ્યુંઃ " લલિત ! તું બાયલો બની ગયો છે ! બીજાઓ જેવી રીતે પોતાની ઉપર પડેલું કષ્ટ વેઠી લે છે, તેવી રીતે તું તારા ઉપર પડેલું કષ્ટ વેઠવાની શક્તિ ધરાવતો નથી ?"

તે લુખ્ખું હાસ્ય કરીને બોલ્યોઃ " કાકા ! તમે જેમ કષ્ટ

વેઠો છો, તેમ તમે મને કષ્ટ વેઠવાનું કહો છો! તમારા દિલમાંથી પણ માયાનું સ્મરણ છૂટતું નથી તે હું જાણું છું, જોકે તમારા કષ્ટની માત્રા મારા કષ્ટ કરતાં ઓછી છે. વારૂ, મારા કરતાં તમારામાં સહનશક્તિ વધુ છે; તમે મારા કરતાં વધુ જીવ્યા હોવાથી સહન કરવામાં વધારે રીઢા થયા હશો, પરંતુ મારાથી તો હવે વધુ સહન થઇ શકે તેમ નથી. માટે હું તો મરવાનો જ છું."

મેં કહ્યું: "આપઘાત કરવો એ અપરાધ છે; રાજ્યનો જ નહિ પણ જે કુદરતે આપણને જન્મ આપ્યો તેનું અપમાન કરવાનો એ અપરાધ છે. એ અપરાધની સજા પણ એવી મળશે કે જેની તને કલ્પના પણ નહિ હોય. આપઘાત કરવાથી તું માયાની નજીક જઈ શકે એમ તું માનતો હશે, પણ યાદ રાખજે કે કુદરત તેની સજા તને એવી કરશે કે તું તેનાથી વધારે દૂર જશે અને વિયોગ ટુંકાવાને બદલે ઉલટો વધારે લાંબો થશે."

લલિતે દલીલ કરવા માંડી: "કોઇ અપાર યાતનાવાળા દોઝખમાં એક માણસ પકડાઇ ગયો હોય અને ત્યાંથી છૂટવા માટે તે બિચારો પેટમાં કટાર ખાઇને આપઘાત કરે, તે શું તેણે અપરાધ કર્યો એમ તમે માનો છો, કાકા? કદાચ તે અપરાધ થતો હશે, પરંતુ તે અપરાધ એવો છે કે જેને માટે ક્ષમા મળી શકે. કટારથી વીંધેલા કાળજામાંથી ટપકતે રૂધીરે અને ધ્રૂજતે શરીરે માગવામાં આવેલી ક્ષમા જરૂર મળેજ. હું એવોજ દુઃખી માણસ છું, હું કટાર ખાઇને મરીશ અને માયાને મળવાનો જે એક રસ્તો હું જોઉં છું તે રસ્તાનો જરૂર ઉપયોગ કરીશ. તે મરણ પામી છે અને હું પણ મરણ પામવાથી જ તેની વધારે નજીક જઇ શકીશ."

"પણ કદાચ માયા જીવતી પણ હોય. તેનું કેમ?"

" નહિ, તે જીવતી નહિજ હોય. તે જીવતી હોય તો મને તે કાંઇ ઇશારો કર્યા વિના રહે નહિ. મેં તો હવે મરવાનો નિશ્ચય જ કર્યો છે, એટલે હવે મને બીજું કશું કહેશો નહિ. તમારે મને જો કાંઇ કહેવું હોય તો બીજી બાબત વિષે કહો."

પછી મેં તેની સાથે દલીલો કરવા માંડી, જો કે મારી દલીલો તે માન્ય રાખે એવી મને આશા નહોતી. હું ધારતોજ હતો કે આ મનોયાતનાથી લલિત ગાંડો બની જશે, અને ખરેખર મેં જોયું કે તે અત્યારે ગાંડો બની ગયો હતો. મનોયાતનાથી તેની બુદ્ધિ ઠેકાણે હોય તો લલિત જેવો ધર્મિષ્ઠ અને નીતિમાન માણસ આપઘાત કરવા જેવું પાપ કરવાને કદાપિ તૈયાર થાય નહિ.

મેં કહ્યું: " લલિત ! શું તું એટલો નિર્દય છે કે તું મને આમ એકલો મૂકીને ચાલ્યો જઇશ ? તારે માટે મેં જે કાળજી રાખી છે અને તારાપર જે પ્રેમ દર્શાવ્યો છે તેનો બદલો શું તું મને આવો આપવા માગે છે અને મને પણ મૃત્યુના મુખમાં મૂકવા માગે છે ? જો તારી એવી ઇચ્છા હોય તો ભલે તેમ કર, પણ તારી પાછળ તુરતજ મારૂં મૃત્યુ સમજી લેજે."

" તમારૂં મૃત્યુ ? તમારૂં મૃત્યુ શા માટે કાકા શ્રી ?"

" કારણકે મૃત્યુનો માર્ગ ખૂબ વિશાળ છે એટલે આપણે બેઉ એ માર્ગે સાથે જઇશું તો કાંઇ સંકડાશ પડવાની નથી. આપણે સાથે રહીને ખુબ જીવ્યા છીએ અને ખૂબ વેઠયું પણ છે; અને હવે મને ખાત્રી છે કે પરલોકમાં પણ આપણે સાથે સાથે જ જવાને સરજાયા છીએ."

મેં આ પ્રમાણે કહ્યું એટલે બધી વાત પલટાઈ ગઇ ! લલિતને હવે મારે માટે ચિંતા થવા લાગી. મેં હવે તેને સ્પષ્ટ કહી

દીધું કે: " લલિત! જો તારે આપઘાત કરવો હોય, તો મારે પણ આપઘાત જ કરવો છે; તારા વિના જીવવા કરતાં તારી સાથેજ મરવું એ શું ખોટું છે?"

હવે લલિત હાર્યો. તે એકદમ બોલ્યો: "વારુ, ત્યારે હું આજે રાત્રે તો આપઘાત નહિ જ કરૂં એવું તમને વચન આપું છું. ભલે જીંદગીને થોડી વધુ તક મળે."

"વારૂ." મેં કહ્યું. હવે અમે ઘેર આવી પહોંચ્યા હતા. હું સૂઈ ગયો પણ મારા અંતઃકરણમાં ભયનો પાર નહોતો. મરણ પામવાની ઇચ્છા એક વાર માણસના અંતઃકરણમાં જન્મ પામે છે એટલે પછી તે ઇચ્છા વધુ ને વધુ દૃઢ થતી જાય છે, અને છેવટે તે એટલી બધી વધી જાય છે કે મૃત્યુ સિવાય તેને બીજો કશો માર્ગજ સૂજતો નથી. આ કારણથી મને લલિતને માટે ચિંતા થયા કરતી હતી, તેવીજ રીતે મારા અંતઃકરણમાં જન્મેલી મૃત્યુની ઇચ્છાનો પણ મને વિચાર થયા કરતો હતો. હું સૂતો પરન્તુ મને માયાના જ વિચારો થવા લાગ્યા.

મેં ઉચ્ચ સ્વરે માયાનું આવાહન કરતાં કહ્યું: " માયા! ઓ અમર અપ્સરા! જો તારામાં કાંઈ પણ શક્તિ હોય, જો તારામાં પરિચય બતાવવાનું સામર્થ્ય હોય, તો તું કાંઇ પણ ઇશારાથી બતાવી આપ કે તું જીવી રહી છે, અને એ રીતે તું તારા પ્રેમિકને આપઘાતના પાપમાંથી તથા મને તીવ્ર મનોયાતનામાંથી બચાવી લે! બિચારાં લલિતના શોકભાર ઉપર તું જરા દયા લાવ અને તેના જીવનમાં ઉલ્લાસ પૂર! કશી પણ આશાના આલંબન વિના લલિત જીવી શકે તેમ નથી અને તેના વિના હું જીવી શકું તેમ નથી!"

પછી મને થાકયા પાકયા ઉંઘ આવી ગઇ.

---

 

# પ્રકરણ ૨ જું.

---

## માર્ગદર્શન.

અંધકારમાં લલિતનો કારમો અને ઉત્કેરાયેલો સ્વર સાંભળીને હું જાગી ગયો. લલિત મને બોલાવી રહ્યો હતો.

" કાકા ! હરપાળ કાકા ! જાગ્યા કે ? તમે મારી વાત સાંભળો !"

એક ક્ષણમાં મેં આંખો ઉઘાડી. તેનો સ્વર પારખતાં જ મને તત્ક્ષણ ખ્યાલ આવ્યો કે કાંઈ અસાધારણ પ્રકાર બન્યો હોવો જોઈએ, અને તેથીજ લલિત મને ઊંઘમાંથી જગાડતો હોવો જોઈએ.

મેં કહ્યું: " શું છે ભાઈ ? તારી વાત હું સાંભળું, પણ એક વાર મને દીવો સળગાવવા દે. "

" દીવાની કાંઈ જરૂર નથી, કાકા ! અંધારામાંજ મારે તમને વાત કહેવી છે. સાંભળો. હું ઉંઘી ગયો, ત્યારપછી મને એક સ્વપ્ન આવ્યું. એવું અદ્‌ભુત સ્વપ્ન મને કોઈ વાર આવ્યું નથી. જાણે હું આકાશના ગભારામાં ઉભો હતો. ચોમેર અંધારૂં પ્રસરી ગયું હતું. આકાશમાં એક પણ તારો ચમકતો નહોતો. પછી એકાએક ઉંચે આકાશમાં—માઈલોના માઈલ દૂર મેં એક નાનો દીવો જોયો અને મેં ધાર્યું કે આકાશમાં કોઈ ગ્રહનો ઉદય થયો હશે. એ દીવો ધીરે ધીરે નીચે ઉતરતો દેખાયો—જાણે તે હવામાં તરી રહ્યો ન હોય ! નીચે ને નીચે ઉતરતી તે દીવાની જ્યોત બરાબર મારા માથા ઉપર આવી અને મેં જોયું કે એ જ્યોતનો આકાર અણીદાર પાનના જેવો હતો. મારા માથા ઉપર પણ કેટલેક દૂર આવીને એ જ્યોત થોભી અને તેના ઉગ્ર તેજમાં મેં જોયું કે તે જ્યોતની નીચે એક સ્ત્રીની

આકૃતિ હતી ! ખરેખર, એ જ્યોત તેના માથા ઉપર જ ઝગઝગ કરતી બળી રહી હતી. ધીરેધીરે જ્યોતનો પ્રકાશ વધ્યો અને મેં સ્ત્રીને બરાબર જોઈ.

"કાકા ! એ માયા પોતેજ હતી ! બરાબર તેજ આંખો, તેજ લાવણ્યયુક્ત વદન, તેજ લાંબા વાળ, અને ખરેખર તેજ એ માયા ! તેણે મારી તરફ એવા ભાવથી જોયું, જાણે કે તે ઠપકો આપી રહી હોય કે 'શામાટે તેં મારે માટે જરા પણ શંકા રાખી ?' મેં તેને કાંઇ કહેવાનો વિચાર કર્યો પણ મારા ઓઠ જ ઉઘડી શકયા નહિ. મેં તેને મારી બાથમાં ભીડવા યત્ન કર્યો પણ મારા હાથજ સ્થિર થઇ ગયા ! મારી અને તેની વચ્ચે કાંઈ અદશ્ય અંતરાય આવી પડયો હતો. તેણે પોતાનો હાથ ઉંચો કર્યો અને મને પોતાની પાછળ આવવાનો ઇશારો કર્યો.

"પછી તે દૂર ને દૂર ઉડવા લાગી અને કાકા ! મને પણ એવું લાગ્યું કે જાણે મારો આત્મા દેહમાંથી છૂટો પડીને તેની પાછળ પાછળ ઉડી રહ્યો હોય. અમે પહેલાં ઉત્તર તરફ અને પછી પૂર્વ દિશા તરફ ઉડવા લાગ્યાં. મેં એ માર્ગ બરાબર ધ્યાનમાં રાખી લીધો. એક સ્થળે તે થોભી અને તેણે નીચે દષ્ટિ કરી. નીચે ચંદ્રની ચાંદનીમાં કામરૂદેશનાં મહાલયોનાં ખંડેરો જોવામાં આવતાં હતાં અને ત્યાંથી થોડે દૂર બ્રહ્મપુત્રા નદીનો રૂપેરી પટ ચમકતો દેખાયો. તે ઉપરાંત ગંદી ખાઇઓ અને બુદ્ધ ભગવાનનું પેલું મસ્તક, પણ મારા જોવામાં આવ્યું. વળી પેલો મહમદ અને જુવાન પણ મને દેખાયા. જુવાને મને જોઈને ડોકું ધુણાવ્યું જાણે નિરાશાથી તે કહી રહ્યો હોય કે મારે તમારી સાથે આવવાની ઇચ્છા છે પણ મારામાં આવવાની શક્તિ નથી !

" ત્યાંથી આગળ પસાર થઇને અમે હિમાલયના બરફાચ્છાદિત શિખરો ઉપર ઉડવા લાગ્યાં. ત્યાંથી ઉત્તર દિશામાં આગળ ને આગળ ઉડતાં એક બરફથી ઢંકાએલા ઉંચા ગિરિશિખર પર પહોંચ્યાં. તે પસાર કરીને પર્વતના ઢોળાવની કિનારી પર અમે પહોંચ્યા અને ત્યાં એક ઇમારત જોવામાં આવી. તે કોઇ બૌદ્ધ સાધુઓનો મઠ હશે એમ મને લાગ્યું કારણકે તે ઇમારતની અગાશીમાં સાધુઓ પ્રાર્થના કરતા હતા. હું જો તે ઇમારત ફરીથી જોઉં તો તુરત ઓળખી લઉં. તે ઇમારતનો આકાર અર્ધ ચંદ્રાકાર છે અને તેના મોખરામાં એક ગંજાવર મૂર્તિ છે તે ખુલ્લા મેદાન તરફ દૃષ્ટિ કરી રહેલી છે. મેં અનુમાનથી જાણી લીધું કે અમે તીબેટના પ્રદેશમાં આવી પહોંચ્યાં હોવાં જોઇએ કારણકે ચોમેર ખુલ્લાં મેદાનો, ડુંગરા, અને હજારો બરફથી ઢંકાએલી ટેકરીઓ જોવામાં આવતી હતી.

" એ મઠની નજીકમાં મેદાનને મોખરે ખડકોની બનેલી એક ઉંચી ટેકરી આવી રહેલી હતી ને તેની પાછળની બીજી બધી ટેકરીઓ કરતાં વધારે ઉંચી હોવાને લીધે જૂદી તરી આવતી હતી. અમે તેની ઉપરનાં બરફનાં પડ ઉપર ઉભાં અને થોડીવાર રાહ જોઈ રહ્યાં, એટલામાં એકાએક પ્રકાશનું એક કિરણ દૂરના પર્વત ઉપરથી ફૂટયું અને અમારી ઉપર તેનો પ્રકાશ પડવા લાગ્યો. વિજળીના તેજદાર કિરણ કરતાં પણ તે વધારે પ્રકાશવંત લાગતું હતું. એ કિરણના પ્રકાશમાં અમે મેદાન અને ડુંગરાઓ ઉપર થઇને ઉડયા અને એક વિશાળ સપાટ પ્રદેશમાં આવી પહોંચ્યા જેમાં ઘણાં ગામડાં વસેલાં હતાં અને એક શહેર પણ વસેલું હતું. તેને પાર કરીને અમે એક ઉંચા ટેકરી ઉપર પહોંચ્યાં. મેં જોયું કે એ ટેકરીને મથાળે એક મોટો પોકળ ખાડો હતો જેની આસપાસ જ્વાળામુખીના રસથી સેંકડો ફીટ ઉંચા કોરણ

જામી ગએલી હતી. તે કોરણ પર એક કાળો જંગી થાંભલો હતો. અને થાંભલાને મથાળે ગોળ બાંકોરૂં હતું. વિશેષમાં મેં જોયું કે જે પ્રકાશ તેમાંથી પસરતો હતો તે જ્વાળામુખી પર્વતના પેટાળમાં બળતા અગ્નિનો હતો. આ પર્વતની કોરણ ઉપર અમે થોડી વાર થોભ્યાં. માયાની છાયા–આકૃતિએ પોતાનો હાથ નીચે લંબાવીને ઇશારત કરી, મંદ સ્મિત કર્યું અને પછી તે અદ્રશ્ય થઇ ગઇ. એટલામાં હું જાગી ગયો.

"કાકા! હું કહું છું કે છેવટે માયાએ મને માર્ગદર્શન કર્યું છે, તેને મળવા જવા માટેનો માર્ગ તેણે મને બતાવ્યો છે, મારી પ્રિયતમાએ મને ઇશારો કર્યો છે!"

લલિતનો અવાજ અંધકારમાં ડૂબી ગયો અને મેં જે કાંઈ તેને મુખેથી સાંભળ્યું હતું તે ઉપર વિચાર કરતો હું સ્તબ્ધ બેસી રહ્યો. મને ચૂપ બેસી રહેતો જોઇને લલિતે મારો હાથ પકડયો અને તે હલાવીને ગુસ્સો કરીને તેણે પૂછ્યું: "કેમ, કાકા! તમે ઊંઘી ગયા છો કે શું? કેમ કશું બોલતા નથી?"

મેં જવાબ આપ્યો: "ના, હું ઉંઘતો નથી. હું પૂરેપૂરો જાગૃત છું; પણ તારા કથન વિષે વિચાર કરવાનો મને વખત આપ, તે પહેલાં હું કશો જવાબ આપી શકું તેમ નથી."

પછી હું ઉઠ્યો અને એક બારી પાસે જઈ મેં બારી ઉઘાડી. પરોઢ થયું નહોતું પણ પરોઢ થવાની તૈયારી હોય એવું ફીકકું આકાશ દેખાતું હતું. તારા ઝાંખા પડતા જતા હતા અને વાદળાં પશ્ચિમ દિશા તરફ દોડયાં જતાં હતાં. લલિત પણ ઉઠીને મારી પાસે આવ્યો અને બારીના એક બારણાને અઢેલીને ઉભો. તે ટાઢથી ધ્રુજી રહ્યો હોય તેમ ધ્રુજતો દેખાતો હતો. ખરેખર, તેણે જોએલા સ્વપ્નની તેની વૃત્તિઓ ઉપર જબ્બર અસર થએલી દેખાતી હતી.

મેં તેને કહ્યું: "તું એમ સમજે છે કે માયાએ તને ઇશારો

કરીને માર્ગદર્શન કરાવ્યું છે, પરંતુ મને તો તેમાં એકાદ વિચિત્ર સ્વપ્નથી વધારે કશું તત્ત્વ સમાયલું લાગતું નથી."

તે એકદમ જોરથી બોલી ઉઠ્યો: "નહિ, તે સ્વપ્ન નહોતું પણ દિવ્યદર્શન હતું."

"તું તેને દિવ્યદર્શન માનતો હોય તો ભલે તેમ, પણ દિવ્ય દર્શનો પણ સાચાં અને ખોટાં એમ બે જાતનાં હોય છે. તને જે દિવ્યદર્શન થયું છે તે સાચું જ થયું છે એમ આપણે કેવી રીતે માની શકીએ? સાંભળ લલિત! એ વિચિત્ર દર્શનમાં માત્ર તારા મગજના ધખારાની છાપ વિના બીજું કશું નથી. તું શોકથી ઘેલો બની ગયો છે, માયાને મળવાને અધીરો થઇ ગયો છે, એટલે તારા મગજમાં આવાં દર્શનોનો આભાસ થાય તેને તું શું સાચું દિવ્યદર્શન માને છે? તેં સ્વપ્નમાં જોયું કે જાણે આખા વિશ્વમાં તું એકલો જ જીવતો જાગતો હતો. વારૂ, તેવી રીતે દરેક પ્રાણી શું પોતે એકલું જ જીવતું-જાગતું હોતું નથી? તને એવું સ્વપ્ન આવ્યું કે માયાનો છાયાદેહ તારી પાસે આવ્યો. હું પૂછું છું કે એ છાયાદેહ તને છોડીને કદાપિ દૂર ગયો છે ખરો? તેં સ્વપ્નમાં જોયું કે મેદાનો, નદીઓ અને પર્વતોપર થઇને તે ઉડતી ઉડતી તને તેડી ગઈ, તને કામરૂ દેશનાં ખંડેરો તેણે દેખાડયાં અને પછી કોઇ અજાણ્યા પર્વતોમાં લઇ જઇને તેણે અંગુલિનિર્દેશ કર્યો—"

લલિત વચમાં બોલી ઉઠ્યો: "હવે બસ કરો! જે કાંઇ મેં જોયું છે તે એવું જ છે અને હું તો તે માર્ગદર્શનને જ અનુસરવા માટે નિકળી પડવાનો છું. તમારે જે ધારવું હોય તે ધારો અને કરવું હોય તેમ કરો. આવતી કાલે હું તો તીબેટ તરફ જવા માટે નીકળી પડીશ, અને જો તમે સાથે આવશો તો આપણે બેઉ સાથે જઇશું અને નહિતો પછી હું એકલો પણ જઇશ જ."

"તું આ એક જાતની હુડમત કરે છે, લલિત!" મેં કહ્યું: "તું ભૂલી જાય છે કે તને માર્ગદર્શન થયું છે પણ મને માર્ગદર્શન થયું નથી. હજી થોડા કલાક પહેલાં તો તું એટલો ઉશ્કેરાઈ ગયો હતો કે આપઘાત કરીને માયાની પાસે જઇ પહોંચવા તૈયાર થયો હતો. મગજની એવી ઉશ્કેરાયલી હાલતમાં આવેલા સ્વપ્ન ઉપર આધાર રાખીને આપણે શું હિમાલયના બરફમાં દટાઈ મરવા નીકળી પડવું? તને સ્વપ્ન આવ્યું અને તેમાં તેં એક પર્વત જોયો, તીબેટનો પ્રદેશ જોયો, દિવ્ય પ્રકાશ જોયો, તે ઉપરથી આપણે શું માની લેવું કે માયાએ તીબેટના કોઇ બૌદ્ધ મઠમાં સાધ્વીરૂપે નવો અવતાર લીધો છે?"

લલિતે જરા શાન્ત થઈને પૂછ્યું: "મેં કાંઇ એવો વિચાર કર્યો નથી, પણ એમ કેમ ન બને? માયાએ વચન આપ્યું છે કે હું ફરીથી આવીશજ અને તે બીજે ક્યાં આવે? આ દુનિયામાંજ! અને મરણ પામ્યા પછી માણસ નવો અવતાર લઇનેજ આવે—આ બીજી કઇ રીતે આવી શકે?"

મેં લલિતની આ દલીલનો કશો જવાબ આપ્યો નહિ. હું મારા મનમાં ગુંચવાયાં કરતો હતો. મેં કહ્યું: "પણ માયાએ મને કેમ કશું સાર્ગદર્શન કર્યું નહિ અને કશો ઇશારો કર્યો નહિ. હું પણ તારી સાથે કામરૂદેશમાં હતો, મારી પણ માયા પ્રત્યે લાગણી હતી, અલબત્ત, તારા જેટલો કાંઇ મારો પ્રેમ નહોતો, તોપણ મને કેમ તેણે કાંઇ ઇશારો કર્યો નહિ?"

લલિત બોલ્યો: "હા, તેણે તમને ઇશારો કર્યો નથી, પણ હું શું કરૂં? મારી તો ઘણીએ ઇચ્છા છે કે તમને પણ તે કાંઈ ચમત્કારિક નિશાની બતાવે અને તમારીએ ખાત્રી થાય."

થોડી વાર અમે શાન્ત સ્થિર ઊભા રહ્યા. અમારી બેઉની નજર આકાશ તરફ હતી.

પવન વાઈ રહ્યો હતો. અરૂણોદય નજીક આવતો હતો. વાદળાં એકઠાં થતાં અને છૂટાં પડતાં દેખાતાં હતાં. એક વાદળું તો મોટા પર્વતના આકાર જેવું હતું અને અમે તે તરફ માત્ર શૂન્ય દૃષ્ટિ કરતા ઊભા હતા. થોડી ક્ષણમાં તે વાદળાનો આકાર બદલાઈ ગયો. તેની ટોચ જ્વાળામુખીની ટોચની પેઠે પોકળ દેખાવા લાગી. એ ટોચની અંદરથી એક બીજું થાંભલા જેવું વાદળું નીકળી આવતું હોય તેમ દેખાયું અને એ વાદળાની ટોચ ઉપર વાદળાનો એક ગઠ્ઠા જેવો ટેલો દેખાયો. એટલામાં અરૂણોદયનો પ્રકાશ એ વાદળા ઉપર પડવા લાગ્યો અને આખું વાદળું સફેદ બરફ જેવું થઇ ગયું. જાણે કે એ પ્રકાશથી બરફ પીગળી જતો હોય તેમ વાદળાની ટોચ ઉપરનો ગઠ્ઠો પીગળી ગયો અને તેનો આકાર વચમાં એક ગોળ મોટા કાણાવાળો બની ગયો!

ધીમા અને ચમકેલા સ્વરે લલિત બોલ્યો: "જુઓ કાકાશ્રી! મેં મારા સ્વપ્નમાં પેલા પર્વતનો જે આકાર જોયો હતો તેજ આકાર પેલા વાદળાનો બની ગયો છે! પેલું ગોળ મોટું કાણું જોયું ને! તેમાંથી જ પ્રકાશ ચમકી રહ્યો હતો. હું ધારૂં છું કે આ સૂચક ચિન્હ તો હું અને તમે બેઉને માટે છે."

હું સ્થિર દૃષ્ટિથી વાદળાનો એ દેખાવ જોઇ રહ્યો. કેટલીક ક્ષણોમાં એ વાદળું પ્રકાશમાં પીગળી ગયું અને અદૃશ્ય બની ગયું. પછી મેં લલિત તરફ જોઇને કહ્યું:—

"લલિત! હું પણ હવે તારી સાથે તીબેટના પ્રદેશમાં જરૂર આવીશ."



# પ્રકરણ ૩ જું.

## સોળ વર્ષની રખડપટ્ટી પછી.

જૂનાગઢના મારા મકાનમાં મેં અને લલિતે રાત્રિને વખતે જે માર્ગસૂચક ઇશારો મેળવ્યો હતો ત્યારપછી સોળ વર્ષ પસાર થઇ ગયાં. હજી હું અને લલિત ભટકતા જ ફરતા હતા, અને પેલા ગોળ કાણાંવાળી પર્વતની ટેકરીની શોધ કરી રહ્યા હતા.

એ સોળ વર્ષમાં અમે જે સાહસો કર્યા અને જોખમો ખેડયાં તેનું જો વર્ણન આપવા બેસું તો પુસ્તકોનાં પુસ્તકો ભરાય, પણ એ બધા વર્ણનનો આ વાર્તા માટે કશો ખપ નથી. એવાં વર્ણનો તો બીજાં ઘણાંએ પુસ્તકોમાં લખેલાં મળી આવશે અને અમે જે જે પ્રસંગોમાંથી પસાર થયા હતા તે પ્રસંગો માત્ર બીજાઓ કરતાં વધુ લાંબા હતા એટલુંજ. પાંચ વર્ષ અમે તીબેટમાં ગાળ્યાં. જૂદા જૂદા મઠોમાં અતિથિઓ તરીકે રહીને અમે ત્યાં વસતા સાધુઓ તથા લામાઓના નિયમો, રીતરીવાજો વગેરેનો અભ્યાસ કર્યો. અહીં એક વાર મનાઇ કરેલા નગરમાં પ્રવેશ કરવાના અપરાધ બદલ અમને મોતની સજા ફરમાવવામાં આવી હતી, પરન્તુ એક ચીનાઇ અમલદારની કૃપાથી અમે બચી જવા ભાગ્યશાળી થયા હતા.

તીબેટ છોડીને અમે ઉત્તર, પૂર્વ તથા પશ્ચિમમાં હજારોના હજારો માઇલ રખડયા. ચીના અને મધ્ય એશિયાના લોકોની સાથે સાથે અમે પુષ્કળ ફર્યા, અનેક ભાષાઓ શીખ્યા અને મુશ્કેલીઓ પણ પુષ્કળ વેઠી. કોઇ સ્થળની દંતકથા અમે ત્યાંથી ૯૦૦-૧૦૦૦ માઇલ જેટલા દૂરના મુલકમાં સાંભળીએ, પછી એ સ્થળે બે વર્ષની

અંદર જઈ પહોંચીએ, અને જોઈએ તો પેલી દંતકથાના મૂળ જેવું કશું ત્યાં હોય જ નહિ.

એવી જ રીતે અમારાં વર્ષો પછી વર્ષો વીતતાં ગયાં, પરન્તુ અમે આદરેલી શોધખોળ છોડી દેવાનો કે મુસાફરીમાંથી પાછા ફરવાનો અમે કદાપિ વિચાર કર્યો નહિ, કારણકે અમે આ મુસાફરીએ ઘેરથી નીકળ્યા ત્યારે અમે સોગંદ લીધા હતા કે કાંતો ઈષ્ટ સ્થાનને શોધી કાઢવું અને નહિતો મરવું, પરન્તુ પાછા તો ન જ ફરવું. કેટલીએ-વાર મૃત્યુ અમારી સામે આવીને ઊભું રહેલું પરન્તુ એવા પ્રસંગે પણ અમે હિંમત હાર્યા નહિ અને ખંતથી અમારા સંશોધન કાર્યને વળગી જ રહ્યા.

અત્યારે અમે તીબેટના એવા પ્રદેશમાં હતા કે જે પ્રદેશમાં કોઈ વાર કોઈ હિંદીએ પગ મૂક્યો હશે કે કેમ તે માટે મને શંકા છે. પૂર્વ દિશામાં તુર્કસ્તાનની અંદર બરકોલ નામનું મોટું સરોવર છે ત્યાં-સુધી અને પશ્ચિમમાં મધ્ય એશિયાના અલ્ટાઈ પર્વતો છે ત્યાંસુધી અમે રખડપટ્ટી કરી ચૂક્યા હતા. એટલે પાછા અમે તીબેટના જે અજાણ્યા પ્રદેશમાં આવી ચડ્યા હતા તે પ્રદેશમાં અમારી ખરી મુશ્કેલીઓ અને શોધખોળ માટેની ભારી જહેમતો શરૂ થઈ. કેટલાક દિવસથી અમે અર્ધા ભૂખ્યા પહાડોમાં ભટકયા હતા અને થાક તથા ભૂખથી લોથપોથ થઈ ગયા હતા. સિયાળો નજીક આવતો હતો અને શિકાર કશો મળ્યો નહોતો. કેટલાક દિવસ પહેલાં અમને એક મુસાફર મળ્યો હતો તે અમને મંગોલ કબીલાનો [illegible] માલૂમ હતો. તેણે અમને કહ્યું હતું કે જે પર્વતાવલિમાં અમે ભટકતા હતા. તેમાં જ અત્યંત પવિત્ર બૌદ્ધ સાધુઓનો એક મઠ હતો, પરન્તુ તે મઠ હજી સુધી અમને હાથ લાગ્યો નહોતો. તેણે કહ્યું હતું કે આ પ્રદેશ ઉપર કોઈનું રાજ્ય નથી, કોઈ જાતિઓ વસતી નથી અને સાધુઓ માત્ર

ધ્યાન, જ્ઞાન ને સમાધિમાં જ સમય ગાળે છે. આટલા દિવસ શોધ ચલાવ્યા છતાં તે મઠ હજી અમને હાથ લાગ્યો નહોતો એટલે ખરેખર તે મઠ અસ્તિત્વ ધરાવતો હશે કે કેમ તેની પણ અમને શંકા રહેતી હતી. અમે ભૂખે મરી રહ્યા હતા અને વળી ટાઢમાંથી બચવાને તાપણું કરવા સારૂ લાકડાં પણ અમને હાથ લાગતાં નહોતાં. ઘણી વાર રાત્રે ચંદ્રના પ્રકાશમાં અમારા એકના એક સાથી પોઠીયાને સાથે લઇને અમે મુસાફરી કરતા.

અમારો બિચારો પોઠીયો બહુ ઉમદા સ્વભાવનું પ્રાણી હતું. તેના શરીરનો બાંધો સારો હતો. જોકે અત્યારે તે પણ ભૂખ અને થાકથી અમારા જેવો જ અધમૂઓ થઇ ગયો હતો. તે પોઠીયાપર અમારી બંદૂકો, કાર્તુસો, ઓઢવાનાં ગરમ તથા ચામડાનાં કપડાં, પાથરવાની સાદડીઓ, થોડું સોનારૂપાનું નાણું વગેરે બાંધેલું હતું. બરફથી છવાએલા મેદાનમાં અમે થાકે પગે ચાલતા હતા અને અમારી જમણી બાજુએ એક ઉંચો પર્વત આવી રહેલો હતો. થોડું ચાલીને બિચારો પોઠિયો હાંફતો હાંફતો નિસાસો નાંખીને ઊભો રહ્યો. અમે પણ ઊભા રહ્યા. રાત્રિ વહી જતી હતી. બરફ ઉપર એક સાદડી અને તે ઉપર એક ધાબળો પાથરીને અમે બેઠા અને પ્રભાત થવાની રાહ જોઇ રહ્યા. પોઠીયો પણ બિચારો નીચે બેઠો.

મેં પોઠીયાની પીઠ ઉપર હાથ ફેરવતાં કહ્યું: "લલિત! હવે જો એકાદ દિવસમાં આપણને કાંઇ ખાવાનું નહિ મળે, તો પછી આ બિચારા પોઠીયાને કાપીને તેનું કાચું માંસ ખાવાનો વખત આવશે."

લલિત બોલ્યોઃ "તે બિચારાનું જીવવાનું અને આપણી વધુ

સેવા કરવાનું ભાગ્ય હશે તો સ્હવારમાં આપણને કાંઇ શિકાર કે ખોરાક મળી આવશે."

"અને નહિતો કાંતો આપણે અને કાંતો આપણા ગરીબ પોઠીયાને મરવું પડશે."

લલિતે જવાબ આપ્યો: "તો પછી આપણે મરવુંજ સારૂં છે. નિષ્ફળતાનું છેલ્લું સાધન મોત છે. આપણે આપણાથી બનતું કર્યું, બીજું આપણે શું કરી શકીએ?"

"ખરેખર, લલિત! સોળ વર્ષ સુધી પર્વતોમાં, બરફમાં અને ઝાડીમાં રખડી, રઝળી આપણે આપણા એક સ્વપ્નાનો સાક્ષાત્કાર કરવા માટે મથન કર્યું, તે જો સારામાં સારૂં લેખાય તો આપણે સારામાં સારૂં કર્યું છે તે વિષે શંકા નથી."

"મારી દૃઢ માન્યતા શી છે તે તમે જાણો છો." લલિત નિશ્ચયપૂર્વક બોલ્યો, અને પછી અમારી વચ્ચે ચુપકી ચાલી. દલીલો અહીં કશા કામની નહોતી. અમારો બધો શ્રમ કેવળ નકામો જશે તેમ હું ધારતો નહોતો.

પરોઢ થયું અને ઝાંખા અજવાળામાં અમે એક બીજાનાં મોં સામે જોઇ રહ્યા. અમારામાં હવે કેટલું જોર રહ્યું છે તેજ અમે પરસ્પર દૃષ્ટિ કરીને જોતા હતા. લલિત અત્યારે ૪૦ વર્ષથી વધનો થયો હતો અને તેની શારીરિક સુપ્રમાણતા સારી પેઠે દીપતી હતી. પર્વતોમાં રખડવાથી તેનો ગૌર વર્ણ જરા ઘઉંવર્ણો થયો હતો, પરન્તુ તેના શરીરના સ્નાયુઓ ખૂબ મજબૂત થયા હતા. તેના અને મારા માથા પર ખૂબ વાળ વધ્યા હતા. લલિત જોકે દાઢી મૂછો સાફ કરી નાંખતો તોપણ માથાના વાળ તેણે વધવા દીધા હતા, કારણકે તેથી મસ્તકને ટાઢ તથા તાપમાંથી રક્ષણ મળતું હતું.

મારી ઉમર સાઠે પહોંચી ચૂકી હતી, પરન્તુ સદ્‌ભાગ્યે વૃદ્ધાવસ્થાનાં ચિન્હો જણાતાં નહોતાં. દાઢી–મૂછમાં સફેદ વાળ સારી પેઠે આવ્યા હતા, પરન્તુ મારી શરીરશક્તિ જરા પણ ઘટી નહોતી બલ્કે પર્વતોમાં રખડવાથી મારી તબીયત કાંઇક સુધરી હતી અને લલિતની પેઠે પ્રમાણમાં મારા સ્નાયુઓએ ઠીક મજબૂતી પકડી હતી. સદ્‌ભાગ્યે આ સોળ વર્ષમાં અમે એક પણ દિવસ માંદગી ભોગવી નહોતી. પેલા અમર અગ્નિનો પ્રકાશ અમે પીધો હતો તેનું શું આ ફળ હશે, એવો વિચાર અમને ઘણી વાર થતો હતો.

અમે ભૂખ્યા થયા હતા, પરન્તુ પરોઢના પ્રકાશમાં અમે એક બીજાનાં મ્હોં ઉપર થાકનાં કશાં ચિન્હો જોયાં નહિ તેથી અમારામાં સારી પેઠે આશાસંચાર થયો. અમે આસપાસનું સુંદર દૃશ્ય જોવાને ચોતરફ દૃષ્ટિ દોડાવી. અમારી દૃષ્ટિની સામે થોડી ખેડાણની જમીનની પેલે પાર એક વિશાળ રેતીનું રણ દેખાતું હતું. તે રણની પેલે પાર ઘણે ઘણે દૂર ઉંચા ઉંચા પર્વતોની ઝાંખી છાયા જોવામાં આવતી હતી. પર્વતોનાં ઉંચાં ઉંચાં શિખરો હારબંધ બેસી ગએલાં સસલાંનાં જેવાં દેખાતાં હતાં. ધીરે ધીરે પ્રકાશ વધ્યો અને સૂર્યોદય પુર્વેની પ્રભાનાં કિરણો પથરાવા લાગ્યાં. લલિતે એ પ્રકાશમાં રેતીના રણની પાર ઘણે દૂર દેખાતા એક ઉંચા પહાડ તરફ આંગળી કરી. પછી જે પર્વતની કરાડ ઉપર અમે પ્રવાસ કરતા હતા તે તરફ લલિતે જોવા માંડ્યું. પ્રકાશ વધવા લાગ્યો. એ પ્રકાશમાં અમે જોયું કે જ્યાં અમે પડાવ નાંખ્યો હતો ત્યાંથી ૩૦૦ વારનાજ અંતર ઉપર એક સપાટ મેદાન હતું, મેદાનના મોખરાની બાજુપર ધ્યાનમગ્ન બુદ્ધની પ્રચંડ મૂર્તિ હતી અને મૂર્તિની પાછળ પીળા પત્થરથી બાંધેલા મઠનાં મકાનો હતાં. લલિત પોકારી ઉઠયો: "હા, પ્રભુ! છેવટે તેં દયા કરી ખરી!" લલિતના વદન ઉપર આનંદનો ઉભરો સમાતો

નહોતો. મારા હૃદયમાં પણ આનંદ અને આશાનાં કિરણો ફૂટી નીકળ્યાં હતાં. પછી ભૂખ્યા પોઠીયાની પાસે હું ગયો. અમને થતો આનંદોત્સાહ તે બિચારો અનુભવી શકતો નહોતો. તે તો ભૂખી નજરે ચોમેરનું દૃશ્ય સૂર્યના પ્રકાશમાં જોતો બેઠો હતો. મેં ધાબળા, ચામડાં, પોટલાં તેની પીઠપર પાછાં લાદ્યાં, અને લલિતને કહ્યું: "ચાલો, હવે એ મઠ તરફ જ જઇએ. જો ત્યાં વસતી હશે તો આપણને રોટલો અને ઓટલો બેઉ વાનાં મળશે." પોઠીયો બિચારો એટલો શક્તિહીન થઈ ગયો હતો કે પોતાની મેળે ઊભો થઇ શકતો નહોતો. અમે તેને ટેકો આપીને ઊભો કર્યો.

બરફ ખૂંદતા અને પોઠીયાને ધીરે ધીરે ચલાવતા અમે તે મઠની દિશાએ ચાલવા લાગ્યા. કોઇ મનુષ્ય પ્રાણી કે મનુષ્યનાં પગલાં કશું અમારા જોવામાં આવ્યું નહિ. શું આ કોઇ પ્રાચીન મઠનાં ખંડેરો હશે? એવાં ઘણાંએ ખંડેરો અમારી રખડપટ્ટીમાં અમે જોયાં હતાં. આ પુરાતન દેશ એવાં ખંડેરોથી ભરપૂર હતો એમ કહીએ તો ચાલે. આ વિચાર આવતાં મારૂં હૃદય અને મારૂં ભૂખ્યું પેટ નિરાશા અનુભવવા લાગ્યું, પરન્તુ મેં તત્ક્ષણ જોયું કે એક મઠના છાપરામાંથી ધૂમાડાની નાની શી સેર નીકળી રહી હતી. અહા, એ ધૂમાડો જોતાં અમને કેટલો બધો આનંદ થયો હશે! એ મઠનાં મકાનોની મધ્યમાં એક મંદિર હતું. જે સ્થાનમાંથી ધૂમાડો નીકળતો દેખાતો હતો તે સ્થાનમાં આવેલા મકાનના એક નાના બારણા પાસે પહોંચીને મેં બારણું ધમધમાવીને બૂમ મારી: "ખોલો, દ્વાર ખોલો, ઓ પવિત્ર સાધુવરો! અતિથિઓ તમારી દયાની ભિક્ષા યાચવા આવ્યા છે!"

બે ક્ષણમાં કોઇનો નજીક આવતો પગરવ અંદરથી સંભળાયો. દ્વાર ઉઘડયું. ફાટયાં–તૂટયાં પીળાં કપડાંમાં સજ્જ થએલા એક વૃદ્ધ

પુરૂષે દેખાવ દીધો. શીંગડાંનાં બનાવેલાં ચશ્મામાંથી અમારી તરફ નજર ફેંકતાં તે બોલ્યો: “ કોણ છો તમે ? ક્યાંથી આવો છો ? સાધુઓની શાન્તિ અને એકાંતવાસમાં ખળભળાટ મચાવતા તમે ક્યાંથી આવ્યા છો ? ”

જે ભાષામાં તે બોલ્યો તે ભાષા અમે આ પ્રદેશમાં વર્ષોસુધી રખડીને સારી પેઠે શીખી ચૂક્યા હતા. તીબેટની તે પહાડી ભાષા હતી. તેમાં નેપાળી અને ચીનાઇ શબ્દોનું મિશ્રણ હતું. મેં તેનીજ બોલીમાં જવાબ આપ્યો: “ સાધુ પુરૂષ ! અમે પ્રવાસીઓ છીએ અને એકાંતવાસથી કંટાળીને તમારો સહવાસ કરવા આવ્યા છીએ. અમે ભૂખ્યા અતિથિઓ છીએ અને તમારે આંગણે રોટલા તથા ઓટલાની આશાથી આવ્યા છીએ. ભગવાન બુદ્ધની આજ્ઞાનું તો આપ પાલન કરતા હશો. ”

પોતાનાં ચશ્માના કાચમાંથી તે અમારી તરફ તાકી રહ્યો. અમારા ચહેરા પરથી અમને તે ઓળખી શકે તેમ નહોતું એટલે અમારા પોશાક તરફ તેણે દૃષ્ટિ કરી. જેવાં ફાટેલાં ચીંથરાં તેણે પહેર્યાં હતાં તેવાં ચીંથરાં અમે પહેર્યાં હતાં. ખુલનો–ફાટયો તૂટયો ઝભ્ભો તેણે પહેર્યો હતો અને અમને પણ આ પ્રદેશમાંથી જેવાં વસ્ત્રો મળી શક્યાં તેવાં ખરીદીને પહેરી લીધાં હતાં એટલે અમારા પોશાકનો નમુનો એક સરખો હોય એ સ્વાભાવિક હતું. તેણે કાંઇક શંકાપૂર્વક અમને પૂછ્યું: “ તમે બૌદ્ધ ભિક્ષુઓ છો ? હો તો ક્યા મઠના છો ? ”

મેં જવાબ આપ્યો: “ હા, અમે ભિક્ષુઓ તો જરૂર છીએ પણ પૃથ્વી નામે ઓળખાતા મઠના ભિક્ષુઓ છીએ અને એ મઠમાં ભૂખ તરસ સૌને સરખી લાગે છે. ”

અમારા જવાબથી તે સંતુષ્ટ થએલો દેખાયો, છતાં માથું હલાવીને તેણે કહ્યું: " અમારા પોતાના પંથના ભિક્ષુઓ ન હોય તેવા અજાણ્યા ભિક્ષુઓને મઠમાં દાખલ કરવાનો અમારો નિયમ નથી; અને તમે અમારા પંથના ભિક્ષુઓ નથી એવી મારી ખાત્રી છે."

મેં જવાબ આપતાં કહ્યું: " અને હે પવિત્ર ભિખ્ખુ ! અતિથિઓને ભૂખે મરવા દેવા તે પણ તમારા નિયમની વિરૂદ્ધજ છે." એમ કહેતાં ભગવાન બુદ્ધનું એક ઉપદેશવચન હું કડકડાટ મ્હોંએ બોલી ગયો.

પોતાના કરચલીવાળા મુખ ઉપર આશ્ચર્ય પ્રકટાવતો તે બોલ્યો: " ઓહો ! તમે શાસ્ત્રગ્રંથો પણ શીખેલા જણાઓ છો, એટલે તમને અમારાથી આશ્રયસ્થાન આપવાની ના નહિ કહી શકાય. પધારો, પૃથ્વીરૂપી મઠના ભિખ્ખુઓ, પધારો ! પણ રહો, બિચારો પોઠીઓ બહાર ટાઢે ધ્રૂજે છે, તેનો પણ આપણી દયા પામવાનો અધિકાર છે." એમ બોલતાં તેણે કોઈને હાક મારી.

તુરતજ એક અતિવૃદ્ધ પુરૂષે દેખાવ દીધો. તે કમરમાંથી વાંકો વળી ગએલો હતો. તેણે આવીને વિકસેલે ડાચે અમારી તરફ આશ્ચર્યથી જોવા માંડયું. પેલા ભિખ્ખુએ તેને કહ્યું: " ભલા માણસ! તારૂં ડાચું તો બંધ કર ! જો, આ ગરીબ પોઠીયાને લઇ જા અને આપણાં ઢોરની સાથે તેને બાંધીને તેને ઘાસ નીરજે, જા !"

અમે પોઠીયા ઉપર બાંધેલો સામાન છોડીને નીચે ઉતારી નાંખ્યો. પેલો રબારી જેવો ઘરડો પુરૂષ પોઠીયાને દોરીને ચાલ્યો ગયો. બિચારો વફાદાર પોઠીયો અમારાથી છૂટો પડવા નહિ ઇચ્છતો હોય એમ જણાયું, પણ છેવટે તે તેની સાથે ગયો. પેલો વૃદ્ધ ભિખ્ખુ કે જેનું નામ કુશિન હતું તે અમને એક બીજા ખંડમાં લઇ ગયો. ત્યાં દસ

બાર સાધુઓ એકઠા થઇને માટીની સગડીની આસપાસ તાપતા બેઠા હતા અને તેમાંનો એક જણ રસોઈ કરતો હતો. અહીંથીજ નીકળતો ધુમાડો પહેલાં અમારા જોવામાં આવ્યો હતો.

તેઓ બધા વૃધ્ધ ભિખ્ખુઓ હતા. તેઓમાંનો નાનામાં નાનો ભિખ્ખુ પાંસઠ વર્ષથી ઓછી વયનો નહિ હોય. કુઉને અમારી ઓળખાણ આપતાં તેમને કહ્યું: " આપણા આ અતિથિઓ પૃથ્વી રૂપી મઠના ભિખ્ખુઓ છે અને તેઓને પણ ભૂખ લાગે છે! " કુઉનને અમારો રમૂજી જવાબ એવો ગમી ગયો હતો કે તેણે અમને એ જ રીતે બીજાઓને ઓળખાવ્યા.

તેઓ અમારી તરફ તાકી રહ્યા અને પછી અમને નમન કરીને અમારા કુશળ વર્તમાન પૂછી અમને જોઇને આનંદનું દર્શન કરાવવા લાગ્યા. તેઓના આનંદનું કારણ એ હતું કે આ સ્થળે છેલ્લાં ચાર વર્ષમાં કોઇ વાર તેઓએ કોઈ અતિથિના મ્હોંનું દર્શન પણ કર્યું નહોતું.

અહીં અમારૂં આતિથ્ય સારી રીતે થયું. અમારે માટે સ્નાનનું ગરમ પાણી તૈયાર કરવામાં આવ્યું, બે જણ અમારા નિવાસ માટે એક ઓરડી સાફસૂફ કરવા ચાલ્યા, અમારે માટે બીજા કપડાં લાવવામાં આવ્યાં અને પગે પહેરવાની લાકડાની ચાખડીઓ આણવામાં આવી. પછી અમને અતિથિગૃહમાટે નિર્માણ કરવામાં આવેલા ખંડમાં લઇ જવામાં આવ્યા. આ ખંડ પવિત્ર મનાતો હતો કારણ-કે એક વાર ત્યાં એક મહાન સંતપુરૂષ સૂતા હતો. અહીં ઠંડી દૂર કરવાને સગડી સળગાવવામાં અને પછી અમારા આશ્ચર્યની વચ્ચે અમારે માટે સારાં સ્વચ્છ વસ્ત્રો જેમાંનાં કોઇ રેશમનાં પણ હતાં તે લાવવામાં આવ્યાં. અમે સારી પેઠે સ્નાન કરીને એ વસ્ત્રો ધારણ

કર્યાં. પછી અમને ભોજન માટે રસોડામાં લઇ જવામાં આવ્યા. ત્યાં અમને દૂધમા બનાવેલી લોટની રાબનું મીઠું ભોજન પીરસવામાં આવ્યું. અહા ! ભોજન ખરેખર મીઠું અને રુચિકારક હતું અને અમે પેટ ભરીને ખાધું. લલિતે તો એ રાબના વાડકે વાડકા ભરીને પીવા માંડયા, અને પેલા ભિખ્ખુઓ તેની તરફ આશ્ચર્યથી જોઇ જ રહ્યા હતા એટલે મેં તેને કહ્યું: " ભાઈ લલિત ! હવે સબુર કર, આ બિચારા ભિખ્ખુઓ તારો ખોરાક જોઇને ગભરાય છે !" મેં એક ભિખ્ખુને બીજા ભિખ્ખુ પ્રત્યે ધીમે ધીમે એમ કહેતાં સાંભળ્યો હતો કે " જો આ પૃથ્વી રૂપી મઠના ભિખ્ખુઓ રોજ રોજ આટલો આહાર કરશે તો આપણો કોઠાર શિયાળામાં જ ખલાસ થઇ જશે, પછી આપણે ખાઇશું શું ?" આથી લલિતે અને મ્હેં થોડાં ઉણાં પેટ રાખીને પણ ભોજન આટોપ્યું અને જમી ઉઠીને બૌધ્ધ ધર્મના કેટલાક મંત્રોનો ઉચ્ચાર કર્યો. અમારો એ મંત્રોચ્ચાર વિધિ જોઇને ભિખ્ખુઓ બોલી ઉઠયા: " અહો ! અહો ! તમે તો સાચા માર્ગાનુસારી છો, ધન્ય, ધન્ય !"

લલિતે જવાબ આપ્યો: " હા, ભિખ્ખુવરો ! અમે સોળ વર્ષથી સાચા માર્ગાનુસારી બન્યા છીએ; પરંતુ હે મહાનુભાવો ! તમારી પાસે તો હજી અમે બાળક રૂપ જ છીએ અર્થાત્ માર્ગક્રમણમાં પહેલાં ડગલાં ભરનારાજ છીએ. જે માર્ગ આકાશ જેટલો ઉંચો, સમુદ્ર જેટલો ઉંડો અને પૃથ્વી કરતાં વિશેષ લાંબો છે તેમાં અમે માત્ર આગળ વધનારા અભ્યાસીઓજ છીએ. એ માર્ગને અનુસરવાનું સાચું શિક્ષણ હજી અમારે પ્રાપ્ત કરવું છે અને તેટલા માટે એક અદ્ભુત સ્વપ્નની પ્રેરણાથી અમે તમારી પાસે આવ્યા છીએ. અમે સાંભળ્યું છે કે સર્વથી ઉચ્ચ ભિખ્ખુઓ, બાવાઓ અને સાધુઓ તો આ પ્રદેશમાં જ રહે છે."

કુઉન તુરત બોલી ઉઠયો: " હા, તે જ ભિખ્ખુઓ અમે છીએ. અહીંથી પાંચ માસની મુસાફરી સુધીના પ્રદેશમાં બીજો કોઇ મઠજ નથી. પણ હા ભાઈ!" કુઉન નિસાસો નાંખીને આગળ બોલ્યો: " અમે સંખ્યામાં બહુ થોડા રહ્યા છીએ."

પછી અમને આરામ લેવાને માટે અમારી ઓરડીમાં લઈ જવામાં આવ્યા. ત્યાં સુંવાળા ઘાસના બિછાનાપર અમને સુવાનું મળ્યું કે જેવું બિછાનું અમને કેટલાક મહિનાથી મળી શક્યું નહોતું. બરાબર ચોવીસ કલાકની ઊંઘ લઇને અમે ઉઠયા ત્યારે અમને સારી પેઠે તાજગી મજેલી જણાઇ.

## પ્રકરણ ૪ થું.

### કુઉનના પૂર્વાવતારનું વિચિત્ર કથાનક.

એ પ્રમાણે અમે આ મઠમાં દાખલ થયા અને અમે ત્યાં છ માસ જેટલો વખત રહ્યા. થોડા દિવસમાંજ એ ભલા અને સરળ સ્વભાવના ભિખ્ખુઓનો વિશ્વાસ અમે સંપાદન કર્યો અને તેથી અમે આ સ્થળનો ઇતિહાસ જાણી શકયા. આ ઇતિહાસ એવો હતો કે આ મઠમાં પહેલાં સેંકડો સાધુઓ રહેતા હતા. મઠનાં જે મકાનો ઊભાં હતાં અને ખંડેર થઇને પડેલાં હતાં તે ઉપરથી ત્યાં સેંકડો સાધુઓનો નિવાસ હોય તે સત્ય લાગતું હતું. ત્યાં આવેલી કાળનો ઘસારો પામેલી બુદ્ધની જંગી પ્રતિમા ઉપરથી પણ લાગતું હતું કે આ સ્થાન જરૂર અત્યંત પ્રાચીન સમયનું હશે. કુઉને કહેલી

વાત ઉપરથી એમ માલૂમ પડતું હતું કે ખસો વર્ષ પૂર્વે રણુની પેલે પાર આવેલા પર્વતોની જંગલી જાતોના લોકોએ આવીને મઠના બધા સાધુઓને મારી નાંખ્યા હતા. એ જંગલી લોકો અગ્નિ-પૂજક હતા. માત્ર થોડા સાધુઓજ તેમાંથી બચ્યા અને ત્યારપછી લગભગ દોઢસો વર્ષ સુધી મઠમાં કોઇ વસ્યું નહિ. છેવટે કુઉન જ્યારે જુવાન હતો ત્યારે તેને એવું ભાન થયું કે આ મઠના જૂના વખતના સાધુઓમાંજ એક કુઉન નામના સાધુનોજ પોતે અવતાર હતો અને તેથી પોતે તે મઠમાં જઇને રહેવું એ પોતાની ફરજ હતી. ત્યાં જઇને રહેવાથી પોતાને અદ્‌ભુત જ્ઞાનની પ્રાપ્તિ થશે એમ કુઉનને લાગ્યું. આથી તે બીજા જિજ્ઞાસુઓને એકઠા કરીને અને મોટેરાઓનો આશીર્વાદ પ્રાપ્ત કરીને અહીં આવીને રહ્યો હતો. ત્યાં નિવાસ કરવા આવતાં તેમને ઘણી મુશ્કેલીઓ વેઠવી પડી હતી. અહીં આવીને રહ્યાને કુઉન તથા બીજાઓને પચાસ વર્ષ થયાં હતાં અને બાહ્ય જગત્ સાથેનો બધો સંપર્ક તેમણે છોડી દીધો હતો. પહેલાં તેમાં નવા નવા જિજ્ઞાસુઓ ઉમેરાતા હતા, પરન્તુ છેવટે નવી ભરતી બંધ થતાં મઠનિવાસીઓની સંખ્યા ઓછી થતી જતી હતી.

"અને પછી શું થયું ?" મેં પૂછ્યું.

કુઉને જવાબ આપ્યો: "પછી કાંઇ નહિ. અમે અહીં રહીને પુષ્કળ જ્ઞાન સંપાદન કર્યું છે. મૃત્યુ પછી અમે સ્વર્ગલોકની જ પ્રાપ્તિ કરવાના છીએ, અને નિર્વાણ પ્રાપ્ત કરવા માટે હવે અમારે બીજા જીવોની પેઠે બહુ અવતારો લેવા નહિ પડે. જગતની માયાનો ત્યાગ કર્યા પછી અમારી બીજી ઇચ્છા પણ શી હોય ?"

અહીં વસીને ભિખ્ખુઓ જ્ઞાન, ધ્યાન અને સમાધિમાં પુષ્કળ

વખત ગાળતા અને બાકીના વખતમાં ખેતી કરતા તથા ગામો ઉછેરતા. એ રીતે તેઓ પોતાનું જીવન વૃદ્ધ થઇને પુરૂં કરતા અને પોતાની માન્યતા પ્રમાણે સ્વર્ગે સંચરતા.

અમે આ મઠમાં આવીને રહ્યા તેને બીજે જ દિવસે શિયાળો સખ્ત જોરમાં શરૂ થયો અને એટલો બધો બરફ પડવા લાગ્યો કે પર્વતની સામેથી શરૂ થતું આખું રણ બરફથી ભરાઇ ગયું. હવે જ્યાંસુધી શિયાળો પૂરો થાય નહિ અને વસંત ઋતુ બેસે નહિ ત્યાંસુધી આ મઠમાંથી નીકળીને અમે આગળ પ્રવાસ કરી શકીએ એવું અમને લાગ્યું નહિ. એવા તોફાની વાતાવરણમાં પ્રવાસે નીકળવું તે મોતને જાણી જોઇને નોતરવા બરાબર હતું. અમે અમારી આ મુશ્કેલી કુઉનને કહી સંભળાવી. અમારો બોજો લાંબો વખત મઠ ઉપર પડે તેવી અમારી ઇચ્છા નહોતી. અમારી પાસે નાણું હતું એટલે અમે થોડી મહોરોના બદલામાં અમને અહીં રહેવા તથા ખાવા દેવાની કુઉન પાસે માંગણી કરી, પણ તેણે કહ્યું કે "અમે નાણાંને અડકતા પણ નથી, અને અમારે નાણું જોઇએ પણ નહિ; અને આપત્તિના સમયમાં અમે અતિથિનો ત્યાગ કરવામાં પાપ સમજીએ છીએ એટલે તમે અહીં સુખથી રહી શકશો. અમારી પાસે અનાજનો જથ્થો મર્યાદિત છે, પરન્તુ તમે અહીં જેટલો વખત રહો તેટલો વખત અમને ખેતીના કામમાં થોડી થોડી મદદ કરતા રહેશો તો તમારી મહેનત જેટલો વધુ પાક અમે નીપજાવી શકીશું અને એ રીતે અમને બદલો મળી રહેશે, માટે તમે કશી ચિંતા કરશો નહિ." આ માયાળુ જવાબથી અમારી ચિંતા ટળી, જોકે કુઉનની આશા તો એવી જ હશે કે અમે પણ અહીં તેમના જેવા જ ભિખ્ખુ બનીને મૃત્યુપર્યંત રહીશું, ભગવાનનું ભજન કરીશું અને સત્યની શોધના માર્ગાનુસારી બનીશું.

પૂર્વે પણ અમે ઘણાએ મઠમાં રહી ચૂક્યા હતા એટલે અહીંના રીતરીવાજ પ્રમાણે વર્તતાં અમને કશી મુશ્કેલી પડી નહિ. અમે પતિત, પાપી કે ભ્રષ્ટાચારી નથી પણ પ્રભુને માર્ગે વળી ચૂકેલા છીએ એ તેમના સમજવામાં આવી ગયું હોવાથી તેમનો અમારી પરનો પ્રેમ વધવા લાગ્યો. અહીં અમને રહેવાનાં સુખ સગવડ મળ્યાં, પણ અમારાં અંતઃકરણ તો માયાની શોધનાં ભૂખ્યાં હતાં! અમે હવે એ શોધથી બહુ દૂર રહ્યા નથી એમ અમને લાગતું હતું, અમારો અંતરાત્મા અમને એમ કહેતો હતો, પરન્તુ અમને હજી કશી દિશા સૂજતી નહોતી. ચોપાસ બરફ વરસી રહ્યો હતો. બરફના નાના મોટા ડુંગરા બની ગયા હતા અને તેમાં જો કોઈ મુસાફર સપડાયો હોય તો તેને માટે એ મોતનો જ સોદો થઈ પડે! આ કારણથી આ મઠમાં જ રોકાઇ રહ્યા સિવાય અમારો છૂટકો નહોતો.

સદ્ભાગ્યે આ મઠમાં જૂના વખતનાં કેટલાંક પુસ્તકોનો સંગ્રહ હતો. કેટલાંક પુસ્તકો ફાટી-તૂટીને વીંખાઈ ગયાં હતાં, પરન્તુ કેટલાંક સારાં અને વાંચી શકાય તેવાં હતાં. આ પુસ્તકો જોવા-વાંચવાની કુઉને અમને પરવાનગી આપી હતી, એટલે તે પાછળ અમારો વખત ઠીક જવા લાગ્યો. મોટે ભાગે તેમાં બૌદ્ધધર્મનાં હસ્તલિખિત અને શિલાછાપથી છાપેલાં પુસ્તકો હતાં. એ બધી જાતનાં પુસ્તકો અમે વાંચી શકીએ તેમ નહોતું, પરન્તુ દેવનાગરી લિપિનાં પુસ્તકો અને ચીનાઇ લિપિનાં પુસ્તકો અમે વાંચી શક્યા. ચીનાઇ લિપિ અમે આ પ્રદેશમાં આવ્યા પછી શીખ્યા હતા. આ પુસ્તકોમાં ચામડાના પુંઠાથી બાંધેલો એક હસ્તલિખિત ચોપડો અમારા જોવામાં આવ્યો. આ ચોપડો જૂદા જૂદા વખતમાં જૂદે જૂદે હાથે લખાયો હોય તેમ જણાતું હતું અને તેનાં પાછલાં પાનાં કેટલાક ભાગમાં તદ્દન કોરાં હતાં. તે

વાંચતાં વાંચતાં અમને સમજાયું કે આ મઠમાં પૂર્વે થઇ ગએલા મહંતો-લામાઓની એ નોંધવહી હતી. તેઓ આમાં પોતાના જ્ઞાન-ધ્યાન-સમાધિના અનુભવોની નોંધો લખતા. આવી નોંધો વાંચતાં અમને કેટલુંક તો ન સમજી કે અનુભવી શકાય તેવું લાગ્યું; પરન્તુ તેના છેવટના ભાગનાં એક-બે પાનાંમાં અમે એક અદ્દ્ભુત વાત વાંચી. એ વાત આજથી લગભગ અઢીસો વર્ષ પૂર્વે લખાઇ હતી. કુઉન અહીં પોતાના સાથીઓને લઇને આવી રહ્યો ત્યારપહેલાં આ મઠ બસો વર્ષ નિર્જન પડી રહ્યો હતો અને તે પહેલાં ત્યાં જે ભિખ્ખુઓ તથા સાધુઓ રહેતા તેમાંના એક મહંતને હાથે એ પાનાં-માંની વાત લખાઇ હતી. તે વાતોનો સાર નીચે મુજબ હતો.

" આ વર્ષના ઉનાળામાં એક મોટા વાવાઝોડા પછી રણની રેતીમાં મઠના એક ભિખ્ખુના જોવામાં એક અજાણ્યો માણસ આવ્યો. રણની પેલી પારના પહાડોમાં રહેતા લોકોમાંનો એ માણસ હતો. રણની પેલી પાર લોકો વસે છે એવી દંતકથા અહીં કોઇ કોઇ વાર સાંભળેલી, પણ હવે એ વાત ખરી લાગે છે. એ માણસ જીવતો હતો પણ તેની પાસે તેની જાતના બીજા બે માણસો વાવાઝોડામાં સપડાઇને મરણ પામેલા જોવામાં આવ્યા હતા. તે રણમાં કેવી રીતે આવી ચડયો તે વિષેની વાત કહેવાની તેણે ના કહી, પણ માત્ર એટલું કહ્યું કે અમારી જાતિના લોકો અને દુનિયાની બીજી જાતિઓ વચ્ચે અતિ પ્રાચીન કાળમાં વહેવાર ચાલતો હતો તે અનેક સૈકાથી બંધ થઇ ગયો હતો. એ પ્રાચીન માર્ગે માત્ર પોતે કાંઈ કારણથી નીકળી પડયો હતો. તેની સાથેની વધુ વાતચીત ઉપરથી અમે એટલું સમજી ગયા કે તેની સાથેના જે બે માણસો મરણ પામ્યા હતા તેમણે કાંઇ ગુન્હો કર્યો હતો અને તે ગુન્હા બદલ તેમને મોતની સજા ફરમાવવામાં આવી હતી,

તેઓ જીવ બચાવવાને નાસી છૂટયા હતા અને તેમની સાથે પેલો જીવતો માણસ પણ નીકળ્યો હતો. નાસીને બચી જવાનો બીજો કોઇ માર્ગ નહિ હોવાથી દંતકથામાં જ માત્ર જળવાઇ રહેલા રણની અંદરના પ્રાચીન માર્ગે તેઓ ભવિષ્યના ઉપર આધાર રાખીને નીકળી પડયા હતા. તે માણસે વધારામાં એમ પણ કહ્યું હતું કે રણની પેલી પારના પર્વતોની પાછળ સુંદર પ્રદેશ આવેલો છે, તે પ્રદેશ રસાળ છે, પરંતુ અનાવૃષ્ટિ અને ધરતીકંપોનો બહુ ઉપદ્રવ છે એટલે દુકાળો પડે છે, મહામારી ચાલે છે, અને લોકો ભારે સુખમાંથી કારમા સંકટમાં પડતાં વાર લાગતી નથી. ધરતીકંપના આંચકા તો અમારા મઠવાળા પહાડસુધી પણ કોઇ કોઈ વાર વર્તાય છે.

"એ માણસે બીજી એવી વાત કહી કે તે પ્રદેશના લોકો લડાઇ કરી જાણનારા અને શૂરવીર હતા પણ મોટે ભાગે ખેતીનો જ ધંધો કરતા હતા. તે લોકો માત્ર ત્યાં જ હંમેશાં રહેતા આવ્યા હતા, અને તેમની ઉપર મગ્ગી રાજાનું રાજ્ય હતું. મગ્ગી રાજાના રાજ્યની સ્થાપના વિષે એ માણસે પોતાના પ્રદેશમાં ચાલી આવતી દંતકથા ઉપરથી એવી વાત કહી કે હજારો વર્ષ ઉપર **સીકંદર** નામના કોઈ રાજાએ બુદ્ધ ભગવાનના દેશ ઉપર હલ્લો કર્યો હતો અને ગંગાનદીની આસપાસના મુલકમાંથી લોકો નાસી નાસીને ઉત્તર દિશા પર જતા હતા. એ નાસી ગએલા લોકોએ ત્યાં જઇને હજારોની સંખ્યામાં વસવાટ કર્યો હતો અને તેઓ મગ્ગી લોકો કહેવાતા હતા. પાછળથી તે લોકોમાં **સીકંદર**ની સેનાના કેટલાક લોકો પણ ત્યાં ગયા હતા અને વસ્યા હતા અને તેઓ પણ મગ્ગી લોકોમાં ભળી ગયા હતા. તે લોકોએ મગ્ગી લોકોને લડવાની નવી નવી રીતો પણ શીખવી હતી. **સીકંદર**નું નામ તો અમે સાંભળ્યું

છે અને મગધના લોકો દેશ છોડીને બીજે વસવા ગયા હશે, પણ તેઓ જ આ મગ્ગી લોકો હશે કે નહિ તે કહી શકાય નહિ.

"એ અજાણ્યો માણસ એમ કહેતો હતો કે તેના દેશના લોકો આશા નામની એક જીવતી દેવીને પૂજે છે. એ દેવી વંશ-પરંપરાથી તે લોકોનું રક્ષણ કરતી આવી છે; તે ત્યાં એક મોટા પહાડમાં રહે છે અને સૌ તેનાથી બીહે છે તથા તેને પૂજે છે; પરન્તુ તે એ પ્રદેશની રાણી નથી અને રાજ્ય ચલાવતી નથી. રાજ્ય તો મગ્ગી વંશનાં રાજા–રાણી ચલાવે છે અને તેના રાજ્ય કારભારમાં આશા દેવી જરાએ હાથ ઘાલતી નથી. આશા દેવીને બલિદાન દેવામાં આવે છે અને જેની ઉપર તેનો કોપ ઉતરે છે તે મરી જાય છે. મગ્ગી રાજા રાણી પણ તે દેવીથી બીહે છે. છતાં દેવીની અને રાજા–રાણીની પ્રજાઓની વચ્ચે ઘણી વાર લડાઇઓ થાય છે અને બેઉની પ્રજાઓ વચ્ચે વેર–ઝેર ચાલ્યા કરે છે.

"તે માણસે એવું કહ્યું કે એ આશા નામની જીવતી દેવી અમર છે અને કોઈ વાર મરતી જ નથી, ત્યારે અમે તેને કહ્યું કે તું જૂઠું બોલે છે, કારણકે આ દુનિયામાં કોઈ અમર હોતું જ નથી. વળી તેની અદ્ભુત શક્તિની વાતો સાંભળીને અમે ખૂબ હસ્યા. આથી તે માણસ અમારી ઉપર બહુ ગુસ્સે થયો. તેણે એમ કહ્યું કે અમારા બુદ્ધ ભગવાન કરતાં પણ આશા વધારે શક્તિ-વાળી હતી અને જો તે કોપાયમાન થાય છે તો તેનો ભયંકર બદલો આપીને પોતાની શકિત બતાવી આપે છે.

"પછી અમે એ માણસને ખવડાવીને મઠમાંથી રજા આપી દીધી. તે જતાં જતાં કહેતો ગયો કે 'હવે સાચું કોણ કહે છે તેની ખબર વખત જતાં પડશે.' પછી તેનું શું થયું તેની અમને

ખબર નથી. તેના દેશમાં જવાનો રસ્તો બતાવવાની પણ તેણે અમને ના કહી. અમે તો એમ માન્યું કે તે કોઈ ભૂત પિશાચ હશે અને અમને બ્હીવડાવવા આવ્યો હશે પણ તે પોતાના હેતુમાં ફાવ્યો નહિ."

એ ચોપડામાં આ મતલબનું લખાણ અમે વાંચ્યું અને અમે ચમકી ગયા. અમારામાં તેથી આશા અને ઉત્સાહ સ્ફુર્યો. એ મોટા ચોપડામાં બીજે ક્યાંય આ અજાણ્યા પ્રદેશની વાત નહોતી અને અમે એ લખાણ વાંચ્યું ત્યારપછી માત્ર એક બે પાનાં બીજી બાબતોનાં લખેલાં હતાં, ત્યારપછીનો ચોપડાનો ભાગ કોરો હતો. અમે અનુમાન કર્યું કે ત્યારપછી થોડા વખતમાં જ એ મઠનો ધ્વંસ થયો હશે અને જંગલી લોકોએ તેમાં વસતા સાધુઓને મારી નાંખીને ચાલતી પકડી હશે. ત્યારપછીનાં અનેક વર્ષો સુધી એ મઠ એમ ને એમ ઉજ્જડ પડયો રહ્યો હોવો જોઇએ. અમને આથી એવી પણ શંકા ઉપજી કે જે પેલા અજાણ્યા માણસે ગુસ્સે થઇને ત્યાંથી વિદાય લીધી હતી તેણે આપેલી ધમકી પ્રમાણે પેલી આશા નામની દેવીનો કોપ ઉતરવાથી જ શું આ મઠનો ધ્વંસ થયો હશે? અમારા મનમાં એમ થયું કે એ આશા તે કોણ અને કેવી હશે?

આ વિગત જાણ્યા પછી બીજે દિવસે અમે કુકેનને સમજાવીને એ પુસ્તકભંડારમાં તેડી ગયા. તેને અમે પેલો ચોપડો બતાવ્યો અને તેમાંનું પેલું લખાણ પણ વંચાવ્યું. પછી મેં તેને પૂછયું: "આપ આ વિષે કાંઈ વધુ જાણો છો ?"

કાચબાની પેઠે ડોકું હલાવીને તેણે કહ્યું: "ના, ના, મને ખાસ વધુ ખબર કશી નથી. સીકંદરે હિંદુસ્તાન દેશ ઉપર

ચડાઈ કરી ત્યારે મગધના લોકો નાસીને આ પ્રદેશમાં આવ્યા હતા તે વિષે હું થોડું જાણું છું."

અમે તેને તે વિષેની પોતાની માહિતી પૂછી ત્યારે કુઉને શાન્ત રીતે કહેવા માંડયું: "ભગવાન બુદ્ધનો ધર્મ સ્થપાયાને તે વખતે થોડાં વર્ષો થયાં હતાં. એજ સમયે હું મારા આજથી પૂર્વેના તોંતેરમા અવતારમાં આ જ મઠમાં એક ભિખ્ખુ તરીકે રહેતો હતો. આ મઠ તે વખતે નવોજ બંધાયો હતો અને મગધથી નાઠેલા લોકો આ બાજુએ થઇને જ આગળ ગયા હતા."

આ વિચિત્ર વાત સાંભળીને લલિતને બહુ હસવું આવવા લાગ્યું, એટલે મેં તેને છૂપી રીતે ગોદો મારીને ચૂપ રહેવાનો ઇશારો કર્યો. લલિતે છીંક ખાવાને બ્હાને મ્હોં બાજુએ ફેરવીને થોડું હસી લીધું અને પછી તે મ્હોં ડાવકું રાખીને બેઠો. જો કુઉનને એમ માલૂમ પડયું હોત કે અમે તેની હાંસી કરી રહ્યા છીએ તો તેને જરૂર માઠું લાગત અને આગળ વાત કહેવાનું તે માંડી વાળત. મેં કુઉનને જ્ઞાનપિપાસાથી પૃચ્છા કરી: "હે ભિક્ષુવર! એટલા બધા ભવોની વાત તમને શી રીતે યાદ આવી?"

કુઉને કહ્યું: "સામાન્ય માણસોને આગલા ભવની વાત સાંભરતી નથી એ વાત સાચી છે, પરન્તુ જે બુદ્ધે બતાવેલા માર્ગમાં આગળ વધેલા છે તેમને ઘણી વાર આગલા ભવોની વાત યાદ રહે છે. દાખલા તરીકે, અત્યારસુધી મને આ વાત યાદ આવી નહોતી, પરંતુ આ લખાણ તેં મને વંચાવ્યું એટલે હવે બધી વાત મને યાદ આવે છે. જાણે આ બાજુએથી મગધના પુરુષો, સ્ત્રીઓ અને બાળકોનાં ટોળે ટોળાં પસાર થઈ રહ્યાં છે. હું અને મઠમાંના બીજા ભિખ્ખુઓ બુદ્ધ ભગવાનની પેલી પ્રતિમાની

પાસે ઉભા ઉભા તે ટોળાંને જતાં જોઇએ છીએ. એ ટોળામાં એક અગ્રગણ્ય પુરૂષ હતો જેનું નામ અત્યારે મને સાંભરતું નથી. એ વીર પુરૂષે અમારા મઠમાં આવીને પોતાને માટે, પોતાની સ્ત્રીને માટે અને બાળકોને માટે રાતની રાત સૂઇ રહેવાની માંગણી કરી. તે ઉપરાંત તેણે થોડા ખોરાકની અને રણ પસાર કરવા ભોમીયાની પણ માંગણી કરી. તે વખતના મઠના વડા લામાએ કહ્યું કે અમે અમારા મઠમાં સ્ત્રીને આશ્રય આપી શકતા નથી કારણકે તે અમારા ધર્મશાસ્ત્રની વિરૂદ્ધ છે. તે માગથી વીરે જવાબ આપ્યો કે જો તમે મને મારી માંગણી પ્રમાણેની સગવડ તથા સામગ્રી નહિ આપો તો હું તમને બધાને મારી તલ્વારથી કાપી નાંખીશ અને તમારા મઠને સળગાવી દઇશ. કમોતે મરી જવાથી ખરાબ યોનિમાં અવતાર મળે એટલે અમે છેવટે તેની માંગણી સ્વીકારી અને એમ ઠરાવ્યું કે ધર્મશાસ્ત્રની વિરૂદ્ધ એટલું આચરણ આપત્તિના સમયમાં કરવું પડશે તેના બદલામાં પાછળથી પ્રાયશ્ચિત્ત કરીશું. મેં એ વીરની સ્ત્રીને જોઇ નહોતી પણ તેની સાથે એક સાધ્વી જેવી બીજી સ્ત્રી હતી તેને જોઇ હતી. પણ હા! હા! હે ભગવાન્!"

"કેમ પછી શું થયું?" મેં ચમકીને પ્રશ્ન કર્યો.

"હા! એ વીરને અને તેની સાથેનાં બીજાં બધાંને હું ભુલી ગયો હતો, પરન્તુ એ સાધ્વીને હું ભૂલી શક્યો નથી! તે મારા સ્મરણમાં દરેક ભવે જડાઇ રહી છે. એ સાધ્વીના નિવાસ માટે હું મઠનો એક ખંડ વાળી ઝૂડીને સાફ કરી રહ્યો હતો, એટલામાં તે અંદર દાખલ થઇ, પોતાના મુખ ઉપર ઢાંકેલો બુરખો તેણે ફેંકી દીધો, અને તે કાંઇ કાંઇ બાબતોના મને સવાલ પૂછવા લાગી

તથા મારી સાથે વાતો કરવા લાગી! એક ભિખ્ખુ તરીકે તેના મુખ સામે જોવાની કે તેની સાથે વાત કરવાની મારી તો જરાએ ઇચ્છા નહોતી પણ તે પૂછે એટલે જવાબ તો દેવો પડે ને ?"

" શું? શું ? તે સાધ્વી કોના જેવી હતી ? " લલિતે અત્યંત આતુરતાથી પૂછ્યું.

" તે કોના જેવી હતી એમ પૂછે છે? તે સવાલનો હું શો જવાબ આપું? તે લાવણ્યની મૂર્તિ હતી, જ્વલંત ઉષા હતી, આકાશમાં વિરાજતી શુક્રતારા હતી, વસંતમાં ખીલેલી પુષ્પલતા હતી! ભાઈ, તે કેવી સુંદર હતી એ પ્રશ્ન કૃપા કરીને તું મને પૂછીશ મા, કારણકે તેના સૌંદર્યનું વધુ વર્ણન કરવાની મારામાં શકિત નથી. હાય, હાય, હું ઉંચે ચડવાને મથતો જાઉં છું છતાં અથડાઇને નીચે ને નીચે પડતો જાઉં છું! હા, હું કેવો પાપી અને અધમ જીવ છું તે કબૂલ કરીશ. તમે ધારતા હશો કે હું પવિત્રમાં પવિત્ર મૂર્તિ છું, પણ નહિ, હું તો અધમ પ્રાણી છું! તે સાધ્વી–નહિ, નહિ–અપ્સરા ના, ના–દેવીએ મારા અંતઃકરણમાં જે અગ્નિજ્વાળા સળગાવી છે તે હજી પૂરી બળી રહી નથી કે બુઝાઇ ગઇ પણ નથી!" એટલું બોલતામાં કુઉનની આંખોમાંથી અશ્રુધારાઓ વહી નીકળી અને તેના ચશ્માને ભીંજવી રહી. તે આગળ બોલ્યો: " એ દેવીનો હું પૂજારી બન્યો! તેણે મને પૂછ્યું કે તું કોને ઉપાસે છે? મેં કહ્યું કે હું પરમ અર્હત્ બુદ્ધનો ઉપાસક છું. તેણે મને કહ્યું કે બુદ્ધની ઉપાસના દ્વારા તારે જો નિર્વાણપ્રાપ્તિ કરવી હોય તો તું એક બીજી દેવીની ઉપાસનાનો ક્રમ પૂરો કર. તેમ કર્યાં વિના તને બુદ્ધની ઉપાસના ફળ આપશે નહિ. મેં પૂછ્યું કે એ દેવી વળી કોણ છે? તેણે કહ્યું કે 'પ્રકૃતિ દેવી.' મેં પૂછ્યું કે એ દેવી ક્યાં

છે ? તે એકદમ મારી સમીપે પોતાના પૂર બહારમાં આવીને ઉભી અને પોતાની છાતી ઉપર આંગળી મૂકીને બોલી: 'હું પોતે જ એ દેવી છું, હવે મારે પગે પડ, મારી ઉપાસનાનો ક્રમ પૂરો કર, તે પહેલાં તું નિર્વાણને પામીશ નહિ !' અને ઓ મારા અતિથિઓ ! ખરેખર હું તેને નમી પડ્યો ! મેં તેની ચરણરજ મસ્તકે ચડાવી અને પછી હું શરમનો માર્યો તૂટેલા જીગરે તેની પાસેથી નાસી ગયો ! તે વખતે તે દેવી હસી અને બોલી: 'ઓ બુદ્ધના ઉપાસક ! જ્યારે તું સ્વર્ગલોકમાં પહોંચે ત્યારે તું મને યાદ કરજે ! હું માત્ર બદલાઉં છું ખરી, પણ કદાપિ મરતી નથી, અને સ્વર્ગલોકમાં પણ હું તારી સાથે જ હોઇશ, કારણકે જે એકવાર પ્રકૃતિની પૂજા કરે છે તેની સાથે હમેશાં પ્રકૃતિ રહે છે ને રહે છે.' અને પ્રકૃતિએ કહેલી એ વાત ખરી છે. મેં મારા પાપનું પ્રાયશ્ચિત કર્યું, ખૂબ તપસ્યા કરી, ખૂબ દેહદમન કર્યું, પરન્તુ એ પ્રકૃતિ દેવીના પ્રભાવને હું હજી વિસરી શકતો નથી ! હું બુદ્ધને ઉપાસું છું પરન્તુ પ્રકૃતિનો કેવળ ત્યાગ કરીને નહિ. પ્રકૃતિનો ત્યાગ કરીને નિર્વાણપ્રાપ્તિ કરી શકાતી હશે એમ મને લાગતું જ નથી."

બે હજાર વર્ષ પૂર્વેનાં પોતાના કોઈ અવતારમાં જોએલી એક સુંદર સાધ્વી, દેવી કે અપ્સરાનું આ સ્વપ્ન જેવું કુઉનનું કથાનક અમને બહુ જ ચમત્કારિક લાગ્યું. અમે એ દેવી સંબંધી કુઉનને જિજ્ઞાસાવૃત્તિથી કંઇ કંઇ પ્રશ્નો પૂછ્યા અને વધુ વિગત મેળવવા યત્ન કર્યો પણ તેથી કાંઇ ખાસ વધુ જાણવાનું મળ્યું નહિ. તેણે એટલું કહ્યું કે એ સ્ત્રી અથવા દેવી બીજે દિવસે જ મઠમાંથી પેલા મગધના વીર પુરુષની સાથે ચાલી ગઇ હતી અને ત્યારપછી કોઈ વાર તે ફરીથી જોવામાં આવી નહોતી. મગધમાંથી

જે લોકો આ તરફ ઉતરી પડયાં હતાં તે લોકોને દોરી જનાર પેલો માગધી વીર અને તેની પત્ની કહેવાતાં હતાં, પરન્તુ ખરી વાત એ નહોતી. તેમને બધાંને ખરી રીતે એ તરફ ખેંચી જનાર તો આ પ્રકૃતિ દેવી જ હતી. એ દેવીની ઇચ્છાને અનુસરીને જ પેલો વીર, તેની સ્ત્રી, અને બીજા બધા લોકો તે તરફ વસવા જતાં હતાં. એ વીર પુરૂષની સ્ત્રીને આ દેવી તરફ ખૂબ અણગમો હતો. રણ અને પર્વતોની પેલી મેર બધા લોકોને લઇ જઇ ત્યાં તે દેવી નવો પ્રદેશ વસાવવા ઇચ્છતી હતી અને પછી તે લોકોમાં પોતે પુજાવા ઇચ્છતી હતી.

કુઉનને અમે પૂછ્યું કે એ રણની પારના પર્વતોની પેલી મેર કોઇ વસતીવાળો પ્રદેશ છે? કુઉને કંટાળીને જવાબ આપ્યો કે "હું માનું છું કે ત્યાં વસતી હોવી જોઇએ ખરી. કાંતો આ અવતારમાં કે પછી પૂર્વના કોઇ અવતારમાં મેં એવું સાંભળેલું છે કે ત્યાંના લોકો અગ્નિને પૂજે છે. આ મઠનો એક ભિખ્ખુ આજથી ત્રાસેક વર્ષ પૂર્વે એકવાર એકાંત ધ્યાન કરવાને એક ઉંચી ટેકરી પર ચડયો હતો તેણે એક તેજનો મોટો અંબાર રણની પેલી મેરથી પ્રકટતો જોયો હતો એમ તે કહેતો હતો; પછી તેને કાંઇ એવું સ્વપ્ન આવ્યું હોય કે આભાસ માત્ર થયો હોય તો તેની વાત તે જાણે. વળી હા, તેજ વખતે એક મોટો ધરતીકંપ થયો હતો તે મને બરાબર યાદ આવે છે."

એટલી વાત કર્યા પછી કુઉન ચાલ્યો ગયો અને એક અઠવાડીયા સુધી તે કોઇની સાથે કશું બોલ્યો નહિ પણ તેણે મૌનવ્રત પાળ્યું. પેલી પ્રકૃતિદેવીનું રમણીય સ્વરૂપ જ તેના અંતરમાં ઉભરાઇ આવ્યું હશે એમ અમે માન્યું. અમે તો રોજ કુઉનની આ

વાત વિષે જ માંહોમાંહે વાતો ચલાવતા હતા અને છેવટે અમે નિશ્ચય કર્યો કે અમારે પણ એકવાર ઉંચા ગિરિશિખર પર ચડીને રણની પેલી મેરનું દર્શન કરવું જ.

## પ્રકરણ ૫ મું.

### દિવ્ય જ્યોત.

એક અઠવાડીયું વીતી ગયું. બરફ પડવો બંધ થયો અને પડેલો બરફ સારી પેઠે જામી ગયો એટલે તેની ઉપર ચાલી શકાય તેવી સ્થિતિ થઇ. વાવાઝોડું હવે થતું નહોતું. અમે હવે નીકળવાનો વિચાર કર્યો. લાંબો વખત મઠમાં ભરાઇ બેસવાથી અમને ગમતું નથી એવું બ્હાનું કાઢીને અમે એકાદ-બે દિવસ બહાર ફરવા જવાનો સંકલ્પ જાહેર કર્યો. શિકાર કરવા જવાનું જો કહીએ તો આ અહિંસાના ઉપાસકોનો અણગમો અમારી ઉપર ઉતરી પડે એટલે અમે ફરવા જવાનું જ બ્હાનું કાઢયું. કુઉને અમને સમજાવ્યું કે આવી ઋતુમાં ફરવા જવું એ જોખમભરેલું છે છતાં અમે તો અમારો સંકલ્પ છોડયો નહિ. કુઉને અમારી સાથે એક ભોમીયા તરીકે માણસ મોકલવાનું કહ્યું અને અમે તે માણસની સેવા સ્વીકારવાની હા કહી. અમે અમારો ચામડાનો તંબુ, કપડાં, ખોરાકી, બંદૂકો વગેરે તૈયાર કર્યું અને અમારા પોઠીયા ઉપર તે લાદ્યું. પ્રભાતમાં સૂર્યોદય થતાં અમે નીકળી પડયા. એક વૃદ્ધ સાધુ ભોમીયા તરીકે અમારી સાથે આવ્યો. બરાબર બપોરે અમે પર્વતની ઉત્તર દિશાના ઢોળાવ પર પહોંચ્યા. અહીં સાધુએ અમને એક ગુફા બતાવી જે આરામ લેવા માટે સારી હતી. તેની ઉપર

એક મોટો ખડક ઝઝુમી રહ્યો હતો. એ ગુફામાં અમે અમારો તંબૂ ઠોકયો, અને ગુફાના મોખરામાં લાકડાના ટુકડા સળગાવી તાપણું કર્યું. ભોજન આટોપ્યા પછી સાધુ તો ગુફામાં ઘસઘસાટ ઉંઘવા લાગ્યો અને હું તથા લલિત વાતો કરતા જાગવા લાગ્યા. પર્વતના શિખર પરથી કાંઈ અદ્દભુત દૃશ્ય જોવામાં આવે છે કે નહિ તે જાણવાની અમને અપાર જિજ્ઞાસા હતી.

બીજે દિવસે સહવારમાં સાધુ મઠ તરફ પાછો ચાલ્યો ગયો. અમે તેને કહ્યું કે અમે પણ એક બે દિવસમાં મઠમાં પાછા ફરીશું. હવે અમે તુરત પર્વતના શિખર પર ચડવાનું શરૂ કર્યું. શિખર હજારો ફીટ ઉંચું હતું અને કેટલીક જગ્યાએ સીધો ને લપસી જવાય તેવો ઢોળાવ હતો, પરંતુ જામી ગએલા કઠણ બરફને લીધે અમને ઉપર ચડવામાં બહુ મુશ્કેલી પડી નહિ. બપોરે અમે ઠેઠ શિખર પર પહોંચી ગયા. ઉપરથી દેખાવ બહુ સુંદર લાગતો હતો. નીચે લાંબું-લાંબું વિસ્તરેલું રણ દેખાતું હતું. તેની પેલેપાર વાંકોચુંકો જમીનનો પટ અને બરફથી ઢંકાએલા પહાડોની આડી અવળી ટેકરીઓ દેખાતી હતી. લલિત બોલ્યોઃ "વર્ષો અગાઉ ઉંઘમાં મેં જે દિવ્ય દર્શન જોયું હતું તે પ્રમાણેનોજ આ બધો દેખાવ હું અત્યારે જોઉં છું. બરાબર તેજ પ્રમાણે."

મેં પૂછ્યું: "અને પેલી દિવ્ય જ્યોત ક્યાંથી ચમકતી હતી?"

ઇશાન કોણ તરફ આંગળી લંબાવીને લલિત બોલ્યો: "હું ધારું છું કે પેલી ટેકરીઓમાંની એકમાંથી એ દિવ્ય જ્યોત દેખાઇ હતી."

"વારૂ, અત્યારે તો ત્યાં બરફ સિવાય બીજું કશું દેખાતું નથી અને અહીં પણ ટાઢનો પાર નથી." મેં કહ્યું.

અહીં વધારે વખત શોભવું એ ભયભરેલું હતું કારણ કે ટાઢ પુષ્કળ હતી અને પાછા ફરતાં જો અંધારૂં થઇ જાય તો અમારી અથડામણનો પાર રહે નહિ. અમે શિખર પરથી નીચે ઉતર્યા અને ઠેઠ સાંજે પેલી ગુફામાં પાછા આવી પહોંચ્યા. ત્યારપછીના ચાર દિવસ અમે એજ રીતે ગાળ્યા. રોજ સ્હવારે અમે શિખરપર ચડતા અને બપોરે પાછા નીચે ઉતરતા. આ પરિશ્રમ ઉઠાવતાં મને હવે કંટાળો આવવા લાગ્યો.

ચોથા દિવસની રાત્રે લલિત તંબુમાં સુઈ જવાને બદલે ગુફાના મુખ આગળ બેસી રહ્યો. મેં તેને પૂછ્યું કે " અહીં કેમ બેસી રહ્યો છે ? " પણ તેણે જવાબ આપ્યો કે: "જેવી મારી મરજી." એટલે પછી તેને ત્યાંજ બેસવા દઇને હું તંબુમાં આવી સુઇ રહ્યો. હું સમજી ગયો હતો કે અમને શોધખોળમાં મળેલી નિષ્ફળતાને લીધે તે અકળાઇ ગયો હતો. હવા ક્યારે બદલાય અને તોફાન શરૂ થાય તેનો કાંઈ શુમાર નહોતો એટલે પર્વતમાં મુસાફરી કરવાનું અશક્ય થઈ પડે એ પણ તેની અને મારી જાણમાં હતું.

મધરાતે લલિતે મને ઉંઘમાંથી જગાડ્યો અને કહ્યું: "કાકા, કાકા, ઉઠો, બહાર આવો, હું તમને કાંઇ બતાવું."

અણમાનતે મને હું તંબુની હુંફમાંથી બહાર નીકળ્યો. લલિત મને ગુફાના મુખ આગળ લઇ ગયો અને ઉત્તર દિશા તરફ આંગળી કરી. મેં જોયું રાત્રિ કેવળ અંધકારમય હતી, પણ દૂર દૂર આકાશમાં ઝાંખો પ્રકાશ દેખાતો હતો, જાણે કે દૂરના અગ્નિનો ઓળો ત્યાં પડી રહ્યો હોય ! તેણે મને પૂછ્યું: " તે શું હશે તેની કાંઇ સમજ પડે છે ? "

મેં જવાબ આપ્યો : " મને તો કશું ખાસ સમજાતું નથી.

કાંઈક હશે. કાંતો ચંદ્ર હશે; ના, ના ચંદ્ર નથી, પણ પ્રભાતનો પ્રકાશ તો પૂર્વમાં હોય અને આ તો ઉત્તરમાં છે અને હજી પ્રભાતને તો બહુ વાર છે. કાંઇક બળતું હશે, કાંતો કોઇનું ઘર બળતું હશે અને કાંતો કોઇની ચિતા બળતી હશે, પણ એવું ત્યાં ક્યાંથી હોય? મને તો કાંઇ સમજાતું નથી, ભાઇ!"

"હું ધારૂં છું કે એ પ્રકાશનો ઓઘો છે અને જો અત્યારે આપણે શિખર પર હોઇએ તો જે અગ્નિમાંથી એ પ્રકાશ પડે છે તે આપણે જરૂર જોઇ શકીએ." લલિતે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"હા, પણ આપણે શિખર પર અત્યારે નથી અને અંધારા-માં શિખરપર ચઢી શકીએ પણ નહિ."

"તો પછી કાકા! આપણે એક રાત જરૂર શિખર ઉપર ગાળવી જોઇએ."

મેં હસીને જવાબ આપ્યો: "આ અવતારમાં તો એ રાત આપણી છેલ્લી રાતજ થવાની."

"પણ આપણે જોખમ ઉઠાવવું જોઇએ, અને જો તમે નહિ આવો તો હું એકલો એ જોખમ ઉઠાવવા તૈયાર છું. હવે જુઓ! પ્રકાશ ઓછો થતો જાય છે!" ખરેખર, થોડી વારમાં પ્રકાશ અસ્ત થઇ ગયો અને પહેલાંના જેવું કાળકુટ અંધારૂં ચોમેર પ્રસરી ગએલું દેખાયું.

"ઠીક, હવે કાલે એ વિષે વધુ વાતચીત કરીશું." મને ઉંઘ આવતી હતી એટલે હું પાછો તંબૂમાં જતો રહ્યો પણ લલિત તો ગુફાના મુખ આગળજ બેસી રહ્યો.

સ્હવારમાં હું ઉઠયો ત્યારે લલિતે નાસ્તાની તૈયારી કરી રાખી હતી. તે બોલ્યો: "મારે વહેલાં નીકળવું છે."

મેં કહ્યું: " તુ તે કાંઇ ગાંડો થઇ ગયો છે ? એ બરફમાં આપણે કેવી રીતે તંબૂ ઠોકીને રહી શકીશું ?"

"એ ગમે તેમ હોય, પણ મારે તો જવું જ છે. મારે જવું જ જોઇએ, કાકા !"

"એટલે મારે પણ સાથે આવવું જ જોઇએ. પણ આ પોઠીયાનું શું ?"

તેણે જવાબ આપ્યો: " આપણે જેટલે સુધી ચઢી શકીશું, તેટલેસુધી તે પણ પાછળ પાછળ આવશે."

છેવટે અમે અમારી છાવણી ત્યાંથી ઉઠાવી અને બધો સામાન પોઠીયા ઉપર લાદ્યો. પોઠીયો બિચારો જામી ગએલા બરફ ઉપર ચાલી શકે નહિ, એટલે જે બાજુએ બરફ જામ્યો નહોતો તે બાજુએ આડે અવળે રસ્તે થઇને અમારે ઉપર ચડવું પડ્યું અને તેથી ઠેઠ શિખર પર પહોંચતાં સાંજ પડી ગઇ. શિખર પર પહોંચીને અમે બરફ તોડી જમીન સાફ કરી અને તે ઉપર તંબૂ ઠોક્યો. બરફનાં ચોસલા આજુ બાજુએ હડસેલી નાંખ્યાં. પછી પોઠીયા સાથે અમે તંબૂમાં પેઠા અને ભોજન કર્યું. ટાઢ તો એવી સખત વાતી હતી કે કહેવાની વાત નહિ. અમારાં ઉનનાં અને ચામડાનાં કપડાંની આરપાર પેસીને ટાઢ અમારા કાળજામાં પેસી જતી હતી. પોઠીયો અમારી સાથે હતો એટલું ઠીક હતું, કારણકે તેનું વાળવાળું ચામડું પણ અમને કાંઇક ગરમાવો આપી રહ્યું હતું. કેટલીક વાર અમે શાન્ત બેસી રહ્યા અને આકાશમાં ફક્ત તારાઓ સિવાય બીજું કશું દેખાતું ન હતું. એ ભયંકર શાન્તિમાં કશો અવાજ પણ સંભળાતો નહોતો. બરફની વચ્ચે થઇને વાતો ઠંડો પવન પણ કશો અવાજ કરતો ન હતો. આવી હવામાં રહેવાને અમે ટેવાઇ ગયા હતા એટલું

ઠીક હતું, નહિતો અમે જરૂર મરી ગયા હોત. એટલામાં લલિત બોલ્યોઃ " જુઓ, પેલા લાલ તારાની હેઠળ જુઓ !"

મેં તે તરફ જોયું. ગઇ રાત્રે જોયો હતો તેવો પ્રકાશનો ઓળો આકાશમાં દેખાતો હતો, અને તેની હેઠળ પર્વતના એક શિખર ઉપર અગ્નિનો પથારો દેખાઈ રહ્યો. અમે તે દેખાવ જોઇ રહ્યા અને ધીમે ધીમે અગ્નિ વિશાળ થતો અને વધારે જોરદાર તથા તેજદાર થતો દેખાયો. એ અગ્નિના પ્રકાશમાં કાંઇ કાળા થાંભલા જેવું દેખાતું હતું અને જેમ જેમ પ્રકાશ વધતો ગયો તેમ તેમ તે કાળા થાંભલા ઉપર કાણાવાળો ગોળ આકાર દેખાવા લાગ્યો ! જે આકાર લલિતે સ્વપ્નમાં જોયો હતો અને મેં પેલી રાત્રે વાદળામાંથી બહાર નીકળતો જોયો હતો, એજ એ આકાર હતો, ખરેખર !

થોડી વારમાં એ આકાર અદૃશ્ય થતો અને અગ્નિ શાન્ત થતો માલૂમ પડ્યો. ફરીથી પાછો અગ્નિ પહેલાં કરતાં વધારે જોરદાર રીતે જળહળી ઉઠ્યો, પેલો કાણાવાળો કાળો થાંભલો વધારે સ્પષ્ટ દેખાવા લાગ્યો અને ફરીથી પાછો તે અદૃશ્ય થઇ ગયો. ત્રીજી વાર પાછો એ અગ્નિ પ્રકાશી ઉઠ્યો અને તે એટલા બધા જોરથી પ્રકાશી રહ્યો કે વિજળીનું તેજ તો તેની પાસે કશા લેખામાં નહિ ! તેથી આસપાસનું બધું આકાશ પ્રકાશી રહ્યું અને પેલા કાળા થાંભલાના કાણામાંથી એક અત્યંત તેજદાર જ્યોત સેંકડો ટેકરીઓ, શિખરો અને રણની આરપાર થઇને પ્રકાશ ફેલાવી રહી ! એ જ્યોતનું એકાકી તેજદાર કિરણ કાળા અંધકારને ભેદતું તીરની પેઠે અમારી તરફ આવવા લાગ્યું અને અમારી આસપાસના પ્રદેશમાં જળહળાવી રહ્યું ! એ પ્રકાશમાં હું મારા ધ્રુવકાંટાનો—હોકા યંત્રનો કાંટો પણ જોઇ શક્યો, એટલું એ તેજદાર કિરણ હતું ! એ કિર-

ણુના પ્રકાશના જોરને લીધે પેલા અગ્નિના પથારાનો પ્રકાશ અને પેલો કાળો થાંભલો દેખાતા બંધ થઇ ગયા !

ક્ષણભર અમે ચૂપ થઇને એ દિવ્ય દશ્ય જોઇ રહ્યા. પછી લલિત બોલ્યોઃ " કાકા ! સાંભરે છે ? નેતિવાળી ગુફા પાસેની ખીણ ઓળંગતાં પેલું કિરણ પ્રકાશી નીકળીને આપણો માર્ગ અજવાળતું હતું અને આપણને મોતના પંજામાંથી બચાવી શક્યું હતું. હવે હું ધારૂં છું કે આ કિરણ આપણો સત્કાર કરવાને અને તેજસ્વી જીવનની દિશા બતાવવાને આપણી તરફ ખાસ મોકલવામાં આવ્યું છે ! માયા કે જેને આપણે ખોઇ બેઠા છીએ તે જરૂર ત્યાંજ રહેતી હોવી જોઇએ. "

"એમ પણ હોય." મેં ટૂંકો જવાબ આપ્યો. આ બનાવ એટલો અદ્દભુત હતો કે તેથી આશ્ચર્ય પામ્યા વિના રહેવાય નહિ અને બીજો શો જવાબ આપવો તે સૂઝે પણ નહિ. પણ મને લાગ્યું કે અમે અમારા ભાગ્યે આંકેલી કોઇ રેખાઓમાં રમી રહેનારા નટો જ હોઇશું અને અમારે માટે નક્કી થએલા પાઠોજ અમારે ભજવવાના છે, કે જે પાઠો કેવા હશે તે અમે જાણતા નહોતા. ભય અને શંકા હવે ત્યાં નહોતાં. આશા પૂરી થઇ નહોતી છતાં તેની સફળતા નક્કી થઇ ચુકેલી લાગતી હતી. ભાવી દર્શન કરાવનારૂં દિવ્ય દર્શન ખરેખર પરિપૂર્ણ થયું હતું અને માયાએ આપેલા વચન રૂપી બીજમાંથી ધીમે ધીમે છોડ ઉગી નીકળતો દેખાતો હતો. વર્ષોના પરિશ્રમ અને કંટાળા પછી એ છોડ પરનું ફળ ચાખવાનો વખત નજીક આવ્યો છે એવું અમને લાગતું હતું.

હવે અમારો બધો ભય ઉડી ગયો. પ્રભાતમાં સખ્ત ઠંડો પવન વાવા લાગ્યો અને તે પવનમાં અમે પહાડ ઉતરવા લાગ્યા.

પહાડ ઉતરતાં અમે મોતની સાથે જ બાથંબાથા લડી રહ્યા હોઇએ એમ અમને લાગતું હતું, છતાં અમને હવે જરાએ ભય લાગતો નહોતો, કારણકે અમે માનતા હતા કે અમારાં જીવન જાદુથી ભરેલાં છે અને અમને અત્યારે મોત કશું કરી શકવાનું નથી. પોડીયાને સાથે લઇને અમે અથડાતા-કૂટાતા પાછા મઠમાં પહોંચ્યા. કુઉન અમને જોઇને ખુશી થયો. આટલા દિવસમાં અમે પાછા ફર્યા નહિ તે ઉપરથી તે અને બીજા સાધુઓ એમ માની રહ્યા હતા કે અમે કદાચ મરી ગયા હોઇશું. તેઓ કહેતા હતા કે આવા તોફાનમાં કોઇ પણ માણસ જીવતો રહી શકે નહિ.

હજી મધ્ય શિયાળો ચાલતો હતો અને જ્યાંસુધી શિયાળો ઉતરે નહિ ત્યાંસુધી અમારાથી બહુ દૂરની મુસાફરી કરી શકાય તેમ નહોતું. ચાવી અમારા હાથમાં હતી, પરન્તુ એ ચાવીથી જે દ્વાર ઉઘાડવાનું હતું તે દ્વાર તો દૂર દૂર આવેલા પર્વતોમાં રહેલું હતું-અમારી અને એ દ્વારની વચ્ચે વિશાળ રણ આવેલું હતું જે આખું બરફથી ભરેલું હતું. એ બરફ પીગળે નહિ ત્યાંસુધી અમારો માર્ગ ખુલ્લો થાય નહિ અને અમારે આ મઠમાં જ રાહ જોઇને દિવસો ગાળવા જોઇએ.

પરન્તુ છેવટે વસંત ઋતુ આવી પહોંચી. એક દિવસ હવા જરા ગરમ લાગવા માંડી. તે રાત્રે બહુ જ થોડો ઝાકળ પડયો. બીજે દિવસે આકાશમાં વાદળાં ચડયાં અને સવારમાં બરફ વરસ્યો નહિ પણ વરસાદ વરસ્યો. મઠના સાધુઓ ખેતીની તૈયારી કરવા લાગ્યા કારણકે હવે ખેતીની ઋતુ આવી પહોંચી હતી એમ તેઓ કહેતા હતા. એ પ્રમાણે ત્રણ દિવસ સુધી વરસાદ વરસ્યો અને બરફ પીગળી જવા લાગ્યો. ચોથે દિવસે પર્વત ઉપરથી પાણીના ખળખળાયા

વહેવા લાગ્યા અને જમીન ખુલ્લી દેખાવા લાગી. અઠવાડીયાની અંદર ચોમેર ઘાસ, છોડવા અને જંગલી ફૂલો ઉગી નીકળ્યાં. હવે પુનઃ પ્રવાસ આરંભવાનો સમય આવી પહોંચેલો અમને જણાયો.

અમારી પ્રવાસની ઇચ્છા જાણીને વૃદ્ધ કુઉિને પૂછવા માંડયુંઃ "પણ તમે જાઓ છો કયાં? શું તમને અહીં સુખ ઉપજતું નથી? શું તમે અહીં ભગવાનના માર્ગમાં આગળ વધી શકતા નથી? અહીં જે કાંઇ છે તે બધું તમારૂં જ છે એમ શું તમને લાગતું નથી? તો પછી તમે અમને છોડીને બહાર જવાનો વિચાર શા માટે કરો છો?"

અમે જવાબ આપ્યોઃ "અમે તો પ્રવાસીઓ છીએ. અમે અમારી સામે રણ આવેલું જોઇએ કે પર્વત આવેલો જોઇએ, પણ તે ઓળંગવા એ અમારો ધંધો છે."

કુઉિને તીણી નજરે અમારી તરફ જોયું અને પછી પૂછ્યુંઃ "પર્વતોમાં તમે શું શોધવા જવા ઇચ્છો છો? મારા જેવા વૃદ્ધ માણસથી ખરી વાત છુપાવીને તમે શો લાભ મેળવવા માંગો છો? ખરી વાત છુપાવવી અને જૂઠું બોલવું તેની વચ્ચે કાંઇ બહુ અંતર નથી. બંધુઓ! જે ખરી વાત હોય તે મને કહો, એટલે હું તમને આશીર્વાદ આપીશ અને તમારા કાર્યની સિદ્ધિ થશે."

મેં કહ્યુંઃ "હે પવિત્ર ભિખ્ખુવર! થોડા દિવસ પહેલાં પેલા ચોપડામાંથી અમે તમને વાંચી બતાવ્યું અને તમે અમને કેટલીક નવી વાત કહી."

"હા, મને સાંભરે છે."

"જેવી એ તમારી વાત હતી તેવીજ અમારી વાત છે. અમે માનીએ છીએ કે જે સાધ્વીનો તમને પરિચય થયો હતો તેજ સાધ્વીનો અમને પરિચય થયો છે."

કુઉને અમારી વાતમાં રસ લેતાં કહ્યું: “ હં, આગળ બોલો.”

પછી મેં તેને અમારી બધી વાત સંક્ષેપમાં કહી સંભળાવી. એક કલાક સુધી તેણે અમારી વાત ધ્યાન દઇને સાંભળી. છેવટે કહ્યું: “ ભિખ્ખુવર! હવે તમારા જ્ઞાનના દીપથી તમે અમારાં અંધારાં અંતઃકરણને કૃપા કરીને અજવાળો. આ વાત શું તમને અદ્‌ભુત નથી લાગતી? કે પછી અમને તમે જૂઠાબોલા માનો છો તે પણ કહી નાંખો.”

“ નહિ, હું તમને જૂઠાબોલી કહું તો હું જ જૂઠા બોલો ઠરૂં. વળી જે વાત તમે કહો છો તે કાંઇ એવી અદ્‌ભુત નથી. તમે અવતાર-વાદને બરાબર સમજ્યા નથી, તેથી તમને અદ્‌ભુત લાગે છે; અમે તો અવતારવાદનું સત્ય હજારો વર્ષથી જાણેલું છે. હવે જે સ્ત્રીને તમે મરતી જોઈ હતી તે સ્ત્રી આ રણની પારના પર્વતોમાં નવો અવતાર પામી છે. અને તેણે તમને ઈશારો કરીને તે તરફ જવાનો માર્ગ દર્શાવ્યો છે. તે બધું તદન શકય છે. તેમાં કશું અશકય કે અદ્‌ભુત નથી. તે સ્ત્રી એક અવતારમાં બે હજાર વર્ષ જીવી હતી એમ જે તમે કહો છો તે જરા વિચિત્ર અને અનુભવ બહારની વાત લાગે છે એ ખરૂં; પરન્તુ તમે જરૂર રણની પારના પર્વતોમાં તેને મળી શકશો અને તમારી ધારણા પૂરી થશે. જે સાધ્વીએ મને પ્રકૃતિદેવી તરીકે પોતાનો પૂજારી બનાવ્યો હતો તેજ એ સ્ત્રી હશે એ વિષે પણ મને શક રહેતો નથી, પણ એક વાત તમે ભૂલશો નહિ. તે અમર નથી અને આ દુનિયામાં કોઇ વસ્તુ અમર નથી. તે પણ નિર્વાણ તરફજ ગતિ કરી રહેલો આત્મા છે. અલબત્ત, એ એક મહાન્ આત્મા છે, પણ તેનામાં બીજી કશી વિશેષતા નથી. તેનામાં પોતાની મહત્તાનો

ગર્વ છે તો ભલે પણ જેમ એક વાર તે ગર્વ જોતજોતાંમાં પીગળી ગયો, તેમ તે પુનઃ પણ પીગળી જવાનો. તેને પણ મૃત્યુને તો ભેટવું જ પડશે અને નવો અવતાર લેવો પડશે. આ વિશ્વમાં જન્મ જરા અને મરણ અનિવાર્ય છે, બંધુ ! દરેક વસ્તુમાં ક્ષણે ક્ષણે પરિવર્તન થયાજ કરે છે અને પર્યાયો બદલાયા કરે છે. બેટા લલિત ! તું તેને પ્રાપ્ત કરશે, તોપણ તેને ગુમાવ્યા વિના તારો છૂટકો નથી; વળી પુનઃ સીઢીને પહેલે પગથીયેથી ચડવાનું શરૂ કરીને ઉંચે જવું પડશે. અને હરપાળ, તારે માટે પણ મારે બીજું કશું કહેવાનું નથી. જેમ જેમ વધારે લગની તેમ તેમ વધારે દુઃખ સમજવું! તમે ત્યાં જાઓ, એ અમર સુંદરીની પાછળ ભટકો, તેના તમે પૂજારી બનો કે તમે તેના માલેક બનો, પણ છેવટે તો તે આળપંપાળજ સમજવાનું!"

મેં જવાબ આપ્યો: "સુખનું બીજ દુઃખમાં જ રહેલું છે; દુઃખથી અમે ગભરાઇએ તેમ નથી."

લલિત બોલ્યો: "પ્રેમ એજ જીવનનો અર્ક છે; પ્રેમ વિના જીવન નથી. હું માત્ર પ્રેમનેજ મારા જીવન માટે શોધી રહ્યો છું. હું માનું છું કે આ બધી વસ્તુઓ એક જ અંત માટે નિર્માણ થએલી છે અને તે અંત કેવો આવશે તે અમે જાણતા નથી. મને માત્ર ભાગ્ય ખેંચી રહ્યું છે અને ભાગ્યની રેખાઓ પ્રમાણે હું વર્તું છું."

"ભાઇ ! તમારી સાથે હું હવે વધારે દલીલો કરતો નથી. ભલે તમે તમારે રસ્તે જાઓ. જે હું કાંઇ સમજું છું તે એ છે કે–તમે એક વાર નિર્વાણ પામવા માટે બુદ્ધ ભગવાનનું શરણ શોધ્યું હતું પરંતુ પ્રકૃતિદેવીએ તમને કહ્યું કે તમે મારી ઉપાસના કરો તે વિના તમે બુદ્ધનું શરણ પામી શકશો નહિ. મને પણ પ્રકૃતિ

દેવીએ એમ જ કહ્યું હતું. તમે પ્રકૃતિની ઉપાસના શરૂ કરી, પણ તુરત તમે એક સ્ત્રીથી લલચાઇને બુદ્ધનો અને પ્રકૃતિનો બેઉનો ત્યાગ કર્યો. પ્રકૃતિએ તમારા ઉપર કોપ કર્યો, તેણેજ માયાના રૂપમાં આવી તમારો ઘાત કર્યો. માયા એ પ્રકૃતિદેવી પોતે ન હોય તોપણ તેણે મોકલેલી દેવલોકની કોઇ અપ્સરા હશે. તમે મરી ગયા, પણ અમૃતનો પ્યાલો પીનારી માયાએ મરવાની ના કહી અને તમારા પ્રેમને વશ થઇને તે બે હજાર વર્ષ સુધી જીવન ટકાવીને બેઠી. એટલાં બધાં વર્ષ આ મૃત્યુલોકમાં તે ન રહી હોત તોપણ ચાલી શકત કારણકે દેવલોકમાં તે તમને જરૂર મળી શકત. પણ ફરીથી મૃત્યુલોકમાં જ તે તમને મળી અને મરણ પામતી જણાઇ. હવે ફરીથી તેનો અવતાર થયો હશે, અને તે થવો જ જોઇએ, એટલે તમને ફરીથી મળશે અને પરિણામે ફરીથી તમારા દુઃખથી શરૂઆત થશે. પણ એક રીતે જોતાં પ્રકૃતિદેવીનો પણ શો વાંક ? પ્રકૃતિની ઉપાસના કરી તેની ઉપર વિજય મેળવ્યા વિના ઉતાવળે બુદ્ધપ્રાપ્તિ કે નિર્વાણપ્રાપ્તિ થતી નથી અને કર્માનુસાર મનુષ્યને ભવભ્રમણ કરવુ જ પડે છે. તમે નેપાળની રાજકુમારીના મોહમાં પડયા, ફરીથી યામાના મોહમાં પડયા, એ બધું પ્રકૃતિની ઉપાસના ભૂલવાથી થયું એટલે પ્રકૃતિએ કોપ કર્યો, હવે પ્રકૃતિને તમે જીતશો એટલે નિર્વાણ-નો માર્ગ સરલ થશે, પણ એ પ્રકૃતિ ઉપરની જીત સહેલી વાત નથી. ભાઇ ! મેં બહુએ અવતારો કર્યા પણ હજી પ્રકૃતિ ઉપરના પ્રેમનો ત્યાગ મારાથી થઇ શકયો નથી."

" ત્યારે શું પ્રકૃતિદેવીને ત્યજીને નિર્વાણપ્રાપ્તિ ઉતાવળે કરી શકાય ? "

કુઉને ડોકું હલાવીને કહ્યુંઃ " ના, ભાઈ ! ના ! ઉતાવળે

તો ના કરી શકાય પણ એકલું બુદ્ધનું શરણ મોડું મોડું પણ નિર્વાણ તો અપાવે છે જ. પણ પ્રકૃતિની ઉપાસનાનો આરંભ કરવાથી તો હૃદયમાં વિકારનો અગ્નિ સળગ્યા કરે છે, આત્મા ચડતો અને પાછળ પડતો હોય તેમ થાય છે અને મારા જેવાના વિશુદ્ધ આત્માને પારાવાર વિષાદ અનુભવવો પડે છે."

લલિત બોલ્યો: "બુદ્ધનું શરણ નિર્વાણ આપે છે અને પ્રકૃતિની ઉપાસના પુરી કરીને બુદ્ધને શરણે જવાથી નિર્વાણ વહેલું મળે છે એમ તો આપ કહો છો, માત્ર પ્રકૃતિની ઉપાસનાથી વિકારનું દુઃખ બહુ વેઠવું પડે છે; અમને એ દુઃખ સહવાની શક્તિ છે અને વિકારરહિત શૂન્ય જીવન કરતાં વિકારવાળું અને ચેતનાવાળું વિશુદ્ધ જીવન અમને વધારે પ્રિય છે, એટલે હે ભિખ્ખુવર! પ્રકૃતિની ઉપાસનાથી તમને જે દુઃખાનુભવ અને વિષાદ ઉત્પન્ન થાય છે એ અમને થતો નથી. માટે કૃપા કરીને અમને આશીર્વાદ આપો કે જેથી અમે પ્રકૃતિ ઉપર વિજયપ્રાપ્તિ કરી શકીએ."

"હું તો માત્ર એટલું જ કહું છું કે કોઇ પ્રકૃતિદ્વારા બુદ્ધ પાસે ન જશો, સીધા બુદ્ધ પાસે જાઓ અને તે તમને નિર્વાણ આપશે. મારા આ શબ્દોની પાછળ મારા અનેક અવતારોનો અનુભવ રહેલો છે. પરન્તુ જ્યારે તમારે પ્રકૃતિ ઉપર વિજય મેળવવાની જ કામના છે, ત્યારે ભલે જાઓ, મારો તમને આશીર્વાદ છે!"

અમે કુઉન પાસેથી ઉઠયા અને સૂઈ ગયા. માયા ખુદ પ્રકૃતિદેવી નહિ હોય પણ તેણે મોકલેલી કોઈ અપ્સરા હશે એવું કુઉનનું એક અનુમાન હતું. પ્રકૃતિની ઉપાસના ત્યજવાથી કુંબલકુમાર ઉપર તે દેવી ગુસ્સે થઈ હતી અને માયાને તેણે એ કોપ ઠાલવવા મોકલી હતી, તેણે કુંબલકુમારનો ઘાત કર્યો, પણ તેની ઉપ-

રના પ્રેમથી બે હજાર વર્ષ સુધી તેણે તપસ્યા કરી અને પુનઃ લલિતના રૂપમાં તે તેને પામી, પણ તે વખતે તેને મરવું પડયું અને હવે તે પાછી તીબેટના કોઇ પર્વતમાં અવતાર પામી હશે, એ વસ્તુ સંકલપના હવે અમારા મગજમાં ઠસી. માયા પોતેજ કોઇ દેવી નહિ હોય એમ તો મને પણ લાગતુંજ હતું. તે કોઇ દેવીની સેવિકા કે સંદેશિકા હશે એવું મારૂં અનુમાન હતું અને કુઉનના કહેવાથી તે અનુમાનને પુષ્ટિ મળતી હતી. પરન્તુ જેવી રીતે કામરૂદેશમાં અણીને વખતે મોટો અકસ્માત થયો તેવુંજ શું પાછું અહીં થશે? શું માયાની પ્રાપ્તિ લલિતને નહિ જ થાય? આવી આવી શંકાઓ મારા મગજમાં જન્મી. કુઉને જે દુઃખો અને વિષાદની વાતો કરી હતી તે ઉપરથી તો ભવિષ્યમાં અમારે અનેક આફતો વેઠવી પડશે એમજ સમજાતું હતું અને એ દુઃખો તથા વિષાદો અમુક દિવસો કે વર્ષોના નહિ પણ અવતારોના વેઠવા પડે છે એમ કુઉને કહ્યું હતું તે ઉપરથી તો મને એમ થતું હતું કે ત્યારે શું માયાની પ્રાપ્તિ કર્યા પૂર્વે આવા અનેક અવતારો હજી ગાળવા પડશે? આવા આવા વિચારોને લીધે મને ઉંઘ આવી નહિ.

પછી પ્રવાસ વિષેના વિચારોમાં મારૂં મન દોરાયું. પર્વતોની પેલી પાર શું હશે? શું ત્યાં પ્રકૃતિ દેવીની સંદેશિકા હશે કે તેની સાથે પેલી નેપાળી રાજકુમારી અથવા યામાનો અવતાર પણ હશે? અને જો તેમ હોય તો પ્રકૃતિદેવીની અકૃપાનો ભોગ થનાર કંબલકુમારની આસપાસ બેઉ સ્ત્રીઓનો માયા અને યામાનો પુનઃ ઝગડો ઉત્પન્ન થશે?

આવા આવા વિચારો કરતાં છેવટે મને ઉંઘ આવી ગઇ.

# પ્રકરણ ૬ ઠું.

## બરફના પહાડનો વસારો !

બીજે દિવસે પરોઢમાં અમે મઠમાંથી પ્રસ્થાન કર્યું. કુઉન અને બીજા ભિખ્ખુઓની આંખોમાં અમને જતા જોઇને આંસુ આવી ગયાં. અમારી અને તેમની વચ્ચે ખૂબ સ્નેહ જામી ગયો હતો. અમે નીકળતા હતા તે વખતે આંખમાં આંસુ લાવીને કુઉન બોલ્યોઃ "તમને જતા જોઈ ને મને દુઃખ થાય છે, જોકે આવી મમતા રાખવી એ પણ એક પ્રકારનું પાપજ છે. છતાં મને એટલો સંતોષ છે કે આ નહિ તો છેવટે ભવિષ્યના કોઈ અવતારે તો આપણે જરૂર મળીશું, અને નહિતો છેવટે નિર્વાણમાં તો જરૂર મળીશુંજ. હવે પધારો, તમને વિજય મળે એવો મારો આશીર્વાદ છે, અને ભુલશો નહિ કે જો તમે જીવતા રહો અને આ તરફ પાછા ફરો તો આ મઠમાં તમારો જરૂર સત્કાર થશે." એ પ્રમાણેનો વિલક્ષણ આશીર્વાદ મેળવીને અમે રણમાં અમારા પોઠીયાને સાથે લઈને ચાલી નીકળ્યા. એકાદ માઇલ ગયા એટલે સૂર્યોદય થયો. જ્યાંસુધી અમારી ઝાંખી આકૃતિઓ દેખાતી બંધ ન થઈ ત્યાંસુધી કુઉન બુદ્ધ ભગવાનની પેલી જંગી પ્રતિમાની પાસે ઉભો ઉભો અમને જોઇ રહેલો દેખાતો હતો.

* * * *

પર્વતના શિખર પરથી જ્યારે પેલી દિવ્ય જ્યોતનું દર્શન થયું ત્યારે મારી પાસે દિશાસૂચક હોકાયંત્ર હતું અને તેને આધારે હું નિશ્ચય કરી શકયો હતો કે એ જ્યોત ઇશાન કોણમાંથી આવતી

હતી. રણમાં પણ અમે એ હોકાયંત્રની મદદથી દિશાઓનું ધ્યાન રાખીને ઈશાન કોણ તરફજ પ્રવાસ કરવાનું ચાલું રાખ્યું. મુસાફરી ખુશનુમા લાગતી હતી, કારણકે ટાઢ હતી નહિ. ચોમેર ઘાસ અને ફૂલ ઉગી નીકળ્યાં હતાં. રણમાં જરા વરીડો ગાળીએ કે તુરત પાણી મળી શકતું હતું અને અમારા પોઠીયાને પણ જોઇતું ઘાસ મળી રહેતું હતું. સાંજે એક સ્થળે અમે અમારો તંબુ ઠોકીને મુકામ કર્યો. એ એક દિવસમાં અમે રણનો લગભગ પા ભાગ ઓળંગી ગયા હતા. બીજે દિવસે પુનઃ અમે પ્રવાસ શરૂ કર્યો અને એ પ્રમાણે બીજા ત્રણ દિવસમાં અમે જરા પણ અડચણ અનુભવ્યા આખું રણ પસાર કરી ગયા અને સામેના પર્વતોની તળેટીએ પહોંચી ગયા. પણ અમારી ખરી મુશ્કેલી તો હવે શરૂ થઇ. પર્વતો બહુ ઉંચા હતા અને ચઢાણ ઘણું આકરૂં હતું. તેના સૌથી નીચેના ચઢાણ ચડતાંજ અમને બે દિવસ થયા! વળી સૂર્યનો તાપ હવે વધતો હતો અને પવતો ઉપરનો બરફ પીગળતો જતો હતો એટલે જામેલા બરફની વચ્ચે ચાલવું કે ચઢવું એ ઘણું જોખમભરેલું થઇ પડયું હતું.

મઠમાંથી નીકળ્યા પછી સાતમે દિવસે સ્હવારે પર્વતોના ખડકોની વચ્ચેથી કાપી કાઢેલો દેખાતો એક સાંકડો માર્ગ અમારા જોવામાં આવ્યો. તે માર્ગ પર્વતોની મધ્ય તરફ વળતો હતો. બીજો કોઇ રસ્તો નહિ હોવાથી અમે તે રસ્તે ચાલવા માંડયું. એક વાર તે ઘણો અગત્યનો રસ્તો હશે એમ લાગતું હતું. કેટલેક સ્થળે વૃક્ષોનાં મોટાં થડીયાંથી નીચેની ખાઇઓ અને ખીણો ઉપર આવજા માટેના પૂલો બનાવેલા હતા પણ અત્યારે એ બધાં થડીયાં સડીને તૂટી ગએલાં હતાં અને એ પૂલો નાશ પામ્યા હતા. આ કારણથી એવી ખીણો અને ખાઇઓ ઓળંગવાની હોય ત્યારે અમને માર્ગે ચઢવા માટે બહુ

ફેરમાં જવું પડતું અને એ રીતે અમારી મુસાફરી બહુ વિલંબમાં પડતી. આ સ્થળે રાતને વખતે જે ઝાકળ, ધુમ્મસ અને ટાઢ પડતી તે ગજબ હતી અને અમને તેથી બહુ હેરાન થવું પડતું. બરફની વચ્ચે વાતો શીતળ પવન અને અંધારાવાળી રાતો! ઓ ભગવાન્! એ ટાઢથી અમે લગભગ બેભાન જેવા થઇ જતા! છેવટે દસમે દિવસે અમે એ સાંકડો રસ્તો પૂરો કર્યો, અને રાતને વખતે ખૂબ ટાઢની વચ્ચે અમે અમારો પડાવ નાંખ્યો, એ વખતે અમારી પાસે કશું બળતણ નહોતું કે જેથી અમે તાપણું સળગાવીને આરામ લઇ શકીએ. તરસ છીપાવવાને અમારે બરફ ખાઇ લેવો પડતો. આ ઠંડમાં આંખો એટલી સૂજી ગઇ હતી કે અમે બરાબર ઊંઘ લઇ શકતા નહિ. અમારી પાસે ચામડાના અને ઉનના ડગલા અને તંબુની વચ્ચેનો વસવાટ હોવા છતાં ટાઢને લીધે અમારી દાઢીઓ ડગડગી રહી હતી!

પ્રભાત થયું અને સૂર્ય ઉગ્યો: પણ જ્યાં અમારો તંબુ હતો ત્યાં સૂર્યનો તડકો આવતો નહોતો, એટલે લલિત તંબૂમાંથી નીકળીને એ સાંકડા માર્ગમાં થોડે આગળ ગયો અને જ્યાં તડકો આવતો હતો ત્યાં ઊભો. હું પણ ત્યાં તેની પાછળ પાછળ ગયો. ત્યાંથી એક દેખાવ જોઇને અમે સાનંદાશ્ચર્ય પામ્યા. જે સ્થાનની શોધમાં અમે નીકળ્યા હતા, તેજ સ્થાન અમારી દૃષ્ટિની સામે દેખાઇ રહ્યું હતું. તે સ્થાન આશરે દસેક હજાર ફીટ નીચાણમાં હતું. તે એક વિશાળ મેદાન હતું અને છેક ક્ષિતિજ સુધી તે લંબાયલું હતું. તેમાં એક બરફથી ઢંકાયલો પહાડ દેખાતો હતો. જેના શિખરપરથી ધુમાડો નીકળતો હતો અને એવું ભાન કરાવતો હતો કે જાણે તે બળતો જ્વાળામુખી પર્વત હોય. તે શિખરની એક કોરણપર એક મોટો ખડક રૂપી સ્થંભ હતો અને એ સ્થંભની ટોચ ઉપર એક ગોળ કાણું હતું.

મને અને લલિતને જે દિવ્ય દર્શન થયું હતું તે જ પ્રમાણેનો એ દેખાવ હતો. આટલાં વર્ષો રખડયા પછી અને પારાવાર હાડમારીઓ વેઠયા પછી જે સ્થાનની અમે શોધ કરતા હતા તે સ્થાન અમારી દૃષ્ટિ સમીપે જોઇને અમને કેટલો આનંદ થયો હશે તેની કલ્પના વાંચકોએ કરી લેવી. પર્વત ઉપર ચડતી વખતે આસપાસની ટેકરીઓને લીધે એ સ્થાન અમારી નજરે નહિ પડેલું; નહિતો એ જ્વાળામુખી પહાડનું શિખર સૌથી વધારે ઊંચું હતું અને તેની ઉપરની દિવ્ય જ્યોતનો પ્રકાશ દૂર દૂરના પહાડો સુધી પહોંચી શકે તેમાં કશું નવાઇ જેવું નહોતું. બૌદ્ધ મઠવાળા પહાડના શિખર પરથી અમે જે દિવ્ય જ્યોતનો પ્રકાશ જોયો હતો તેનું કારણ પણ હવે અમને સમજાયું. જ્યારે પહાડની અંદરના રસાયનિક પદાર્થો જોરથી સળગતા હોય ત્યારે દેખાતા ધુમાડાને બદલે પહાડમાંથી ભયંકર અગ્નિ જ્વાળાઓ નીકળતી હોય; એ જ્વાળાઓનો પ્રકાશ પેલા લાંબા થાંભલા જેવા ખડકને મથાળે રહેલા કાણામાંથી ફેલાય ત્યારે તે દૂરથી દિવ્ય જ્યોતના કિરણનો દેખાવ આપે તે સમજી શકાય તેવું હતું.

અહીં ઊભા ઊભા અમે અમારી પાસેના દુર્બીન વડે એ મેદાનનું દૂરદૂરનું દૃસ્ય જોયું તો જણાયું કે અમે ઊભા હતા ત્યાંથી ત્રીસેક માઇલ દૂર એક મોટું નગર વસેલું હતું. તે નગર એક વિશાળ નદીને કાંઠે આવેલું હતું અને તેની આસપાસ વૃક્ષો પણ હતાં. ત્યાં ખેતી પણ હતી અને અત્યારે વસંત ઋતુ બેઠી હોવાથી ચોમેર ખેતરો લીલાં છમ દેખાતાં હતાં. ઇષ્ટસ્થાન દૃષ્ટિએ પડયું એટલે હવે બરફથી ઢંકાએલો પહાડનો ઢોળાવ ઉતરીને તેમાં દાખલ થઇએ તેટલીજ વાર હતી, પણ તે વખતે અમને કાંઈ થોડુંજ ભાન હતું કે ઇષ્ટસ્થાન અને અમારી વચ્ચે હજી કાંઈ આફતો અને હાડમારીઓ આવી રહેલી છે?

આશાના ઉભરામાં અમે અમારા થાકને વિસરી ગયા અને એકદમ તંબૂમાં પાછા ફર્યા. નાસ્તો કરી લીધો. પાણીને બદલે બરફ ચૂસીને તરસ છીપાવી, અને તેથી દાંતને અપાર વેદના થતી હતી પણ અહીં પાણી ન મળે ત્યાં બીજો શો ઉપાય? બિચારા પોઠીયાને અમે માંડમાંડ ટેકો આપીને ઉઠાડયો અને છાવણી વીંખી નાંખીને તેનો ભાર તેના ઉપર લાદ્યો. અમે એટલી ઉતાવળથી અહીંથી નીકળી પડયા કે હું અને લલિત કશી વાતચીત કરવામાં પણ વખત ગાળતા નહિ! ઇષ્ટસ્થાન તરફ જવાનો રસ્તો અમને ખુલ્લો દેખાતો હતો કારણકે એ રસ્તો મોટા મોટા ખડકોના ખાંભાની વચ્ચેથી પસાર થતો હતો અને એ ખડકોના ખાંભા અમે બરાબર જોઇ શકતા હતા; પરન્તુ આ રસ્તો લાંબા વખતથી વપરાશમાં નહિ હોય એમ પણ જોઇ શકાતું હતું, કારણકે માણસની આવજાનાં કશાં ચિહ્નો ત્યાં દેખાતાં નહોતાં. માત્ર કોઇ કોઇવાર જંગલી રીંછ, ઘેટાં અને લોંકડીઓ દેખાતાં હતાં. આ ઢોળાવ અમે ધાર્યું હતું તે કરતાં વધારે લાંબો માલૂમ પડયો. રાત પડી તોપણ તેનો પાર આવ્યો નહિ એટલે અમારે એ રાત પણ બરફની વચ્ચેજ ગાળવી પડી. કોઇ સ્થળે સૂર્યના તાપથી બરફ પીગળીને વહી ગયો હતો એટલે અમને અહીં પીવા માટે પાણી મળી શક્યું અને પોઠીયાને કોઇ કોઇ સ્થળે ઉગી નીકળેલા ઘાસના અંકુર ચરવા માટે મળી શકયા. બીજા દિવસનો સૂર્યોદય થયો એટલે પાછા નાસ્તો કરીને અમે આગળ મુસાફરી લંબાવી. અહીંથી પેલો જ્વાળામુખી પર્વત દેખાતો બંધ થયો, કારણકે પર્વતની એક ઉંચી કોરણથી અમારી દૃષ્ટિ બંધ થઇ જતી હતી. બપોરે અમે ઇષ્ટ સ્થાનની છેક નજીક જઇ પહોંચ્યા છીએ એવું અમને લાગવા માંડયું અને અમે ખૂબ ઉતાવળે ચાલવા લાગ્યા;

પણ આગળ જતાં અમારો માર્ગ બંધ થઇ ગએલો જણાયો! વચમાં એક નદી આવી, તેમાં બરફ પીગળવાથી પાણી વહી જતું હતું. નદી બહુ પહોળી હતી અને પાણીમાં બરફના નાના મોટા ઢગ તરતા વહી જતા હતા. અહીં આગળથી માર્ગ બંધ થઇ જવાને લીધે અમે પાછા ફર્યા. થોડું પાછળ ચાલીને અમે એક ટેકરી ઉપર ચડયા, એવી આશાથી કે ત્યાંથી બીજો કોઇ માર્ગ દેખાશે, પરન્તુ માર્ગ દેખાયો નહિ અને સાંજ પડી ગઇ. આથી એ ટેકરી પરજ અમે અમારો તંબૂ ઠોકીને સખ્ત ટાઢની વચ્ચે રાત ગાળી.

હજી તો પરોઢનો ઝાંખો અંધકાર પ્રસરેલોજ હતો એવામાં કારમા કડાકા સાંભળીને અમે જાગી ઉઠયા. “ઓ ભગવાન! એ શાના અવાજ થાય છે?” હું બોલી ઉઠયો. અમે તંબૂમાંથી બહાર નીકળ્યા, કશું દેખાતું નહોતું, પણ હવે કડાકાને બદલે ઘરઘર થતો અવાજ સંભળાતો હતો. તે સાથે કારમો પવન છૂટયો અને ધીરે ધીરે પ્રભાત થયું. અમે શું જોયું? બરફથી ઢંકાયલું પર્વતનું એક મોટું શિખર આખું ને આખું અમારી તરફ ધસી આવતું હતું!

અહો! કેવો એ દેખાવ? ઉંચા પર્વતના ઢોળાવ પરથી આશરે બે માઇલ જેટલે દૂર જીવતા શિખરની પેઠે એ બરફનો ગંજાવર ઢગલો ચિત્રવિચિત્ર અવાજ કરતો ધસી આવતો હતો! તેનો શરૂઆતનો કેટલોક ભાગ જે ટેકરીને આશરે અમે છાવણી ઠોકી હતી તે ટેકરી સાથે આવીને અથડાયો અને તેની બેઉ બાજુએથી પાણીના પૂરની પેઠે વહેંચાઇને ધસતો ધસતો વહી ગયો. તેની પાછળ બીજો વધારે જોરદાર ધસારો આવ્યો. પવનથી અમારો તંબુ તુટીને ક્યાંય અદૃશ્ય થઇ ગયો. અમે ગભરાટના માર્યા પ્રકૃતિના તાંડવ નૃત્યને જોતા હતા અને પ્રકૃતિની શક્તિ પાસે અમારા જેવા માનવ જંતુઓ

કેટલા ક્ષુદ્ર છે તેનો ખ્યાલ કરતા ટેકરીપરના એક ખડકની ઓથે ઉભા રહ્યા હતા. પરન્તુ એ ખડક અમારો બચાવ કરી શકશે એવો અમને લેશ પણ ભરોસો નહોતો, કારણકે એ ગંજાવર બરફ–કરોડો ટનના બરફના ઢગલા અમારા ખડક રૂપી આશ્રયસ્થાનનેજ નહિ પણ એ આખી ટેકરીને તેના મૂળમાંથી ઉખાડીને એક રમકડાની પેઠે ખીણમાં વહેતી નદીમાં ઘસડી જવાને સમર્થ હતા! હવે એ ટેકરી અને ખડક બરફના ઘસારાથી કયારે તૂટે છે અને અમારૂં મૃત્યુ કયારે આવે છે તેટલુંજ અમારે જોવાનું હતું. એટલામાં થરથરી રહેલો પોઠીયો બરફના ઘસારાથી ગભરાતો ચારે પગે ઉછળ્યો અને પછડાયો. તેજ ક્ષણે તેનું મૃત્યુ થયું!

એ તોફાન કેટલો વખત ચાલ્યું તેની અમને ખબર નથી. કદાચ એ દસ મિનિટ ચાલ્યું હોય અથવા બે કલાક પણ ચાલ્યું હોય. એવા સંયોગોના વચ્ચે સમયનું માપ લેવા માટે મગજશક્તિ નકામી બની જાય છે. છેવટે અમે માત્ર એટલુંજ જોઇ શક્યા કે પવન પડી ગયો, બરફ અમારી ટેકરીને અબાધ રાખીને પસાર થઇ ગયો અને તેના ઘસારાનો ભયંકર અવાજ બંધ થઈ ગયો. બહુ સાવધાનતાથી અમે ખડકનો આશરો છોડીને ઉઠયા અને ચોપાસ નજર કરી. ટેકરીની પાછળ જે બરફનો મોટો વિસ્તાર દૃષ્ટિએ પડતો હતો તે અત્યારે ત્યાં નહોતો અને તેની જગ્યાએ ખુલ્લી ભૂમિ દેખાતી હતી, અને તેમાં ઠેરઠેર અબરખના ખડકો ચળકતા હતા. આગળની મોટી ખીણ પાણી અને બરફના ઢગલાથી ભરાઇ ગઈ હતી અને વહેતું પાણી ધીમો ઘુઘવાટ કરતું હતું. બાકીનું આસપાસનું દૃશ્ય કેવળ શાન્ત હતું. બાલ સૂર્યનાં કિરણોમાં સ્નાન કરવાને અમે જીવતા રહ્યા એજ અમારૂં મોટામાં મોટું આશ્ચર્ય હતું.

આ બનાવ પછી પર્વત ઉતરીને આગળ વધવાની હિંમત અમે ખોઇ બેઠા હતાં. બરફના નાના ખડકો કે જે ટેકરીઓ અને ખડકોથી અટકાઇ રહ્યા હતા તે સૂર્યના તાપથી પીગળતા ધીમે ધીમે નીચે ધસતા દેખાતા હતા અને તેવા કોઇ બરફના ઢગલાના ધસારાનો ભોગ થઈ પડવાની અમને પૂરી બીક હતી. એવા એકાદ ઢગલાના સપાટામાં જો સો માણસોનું ટોળું આવી જાય તો તેમના પણ ભૂકા નીકળી ગયા વિના ન રહે! જ્યાંસુધી આ ભય તદ્દન દૂર થઇ જવા ન પામે ત્યાંસુધી જે આશ્રયસ્થાનમાં અમે અત્યારે પડયા હતા ત્યાંથી જરા પણ ખસવાની હીમત અમે ચલાવી શકીએ તેમ નહોતું. આ કારણથી ભયભીત થએલા અમે અમારા સ્થાનને વળગીનેજ બેસી રહ્યા અને ઉંચે ચડતા સૂર્યના તાપમાં અમારી ટાઢ ઉડાવી રહ્યા.

## પ્રકરણ ૭ મું.

### બરફ સાથે લડાઈ.

એ આખો દિવસ અને રાત અમે તે જ સ્થળે ગાળ્યાં. અમારો તંબૂ ગયો હતો પણ બરફ ધસી જવાથી ટાઢ જરા ઓછી થઇ હતી એટલે અમારી પાસેનાં ઓઢવાનાં ચામડાં અને કપડાંની હેઠળ ખડકની ઓથે અમે જીવતા રહી શક્યા. હવે ધરાઈને ખાવાનું પણ અમે છોડયું હતું કારણકે અમારૂં કેટલુંક ખાવાનું તંબૂની સાથે અમે ગુમાવ્યું હતું અને જે થોડું અમારી પાસે રહી ગયું હતું તે ભૂખના પ્રમાણ કરતાં ચોથા ભાગ જેટલું ખાઇનેજ ચલાવવાનો ક્રમ અમારે હવે ગ્રહણ કરવો પડયો હતો.

સ્હવારમાં સૂર્યોદય થયો એટલે લલિતે મને કહ્યું: " કાકા ! હવે તો આપણે અહીંથી નીકળવું જોઇએ. જો મોત આવવાનું હોય તો ચાલતાં ફરતાં મોત આવે તે સારૂં, પણ એક સ્થળે બેઠાં બેઠાં મોત આવે તે મને ગમતું નથી; અને હું ધારૂં છું કે મોત આપણુને હવે તો છોડી ગયું છે. "

" તો બહુ સારૂં, ચાલો આપણે ઉપડીએ. જો બરફના મારાથીજ મોત થવાનું હશે તો અહીં પણ થશે અને બીજે પણ થશે." મેં જવાબ આપ્યો.

અમે અમારો રહ્યો સહ્યો સામાન ઉંચકીને ચાલતા થયા. થોડી જમીન અમે વટાવી એટલે પાછો બરફ આવ્યો. લલિત આગળ ચાલતો અને બરફ નરમ છે કે કઠણ જામી ગએલો છે તેની તપાસ કરતો આગળ વધતો હતો તથા હું તેની પાછળ પાછળ ચાલતો હતો. કોઈ સ્થળે બરફ સુંવાળો અને કઠણ હતો. ત્યાં અમે નીચે બેસીને ધીરે ધીરે લપસતા ઉતરતા હતા. એમ ચાલતાં અને ઉતરતાં અમે આગળ જતા હતા. પર્વતનો એક ઢોળાવ પૂરો થવાની તૈયારી હતી. એવામાં ફરી જામી ગએલો કઠણ બરફ આવ્યો. લલિત પૂરી સાવધાનતાથી તેની ઉપર બેસીને લપસતો તે પાર કરી ગયો અને તેની પાછળ હું પણ નીચે બેસી લપસવા–ખસવા લાગ્યો, પરન્તુ લલિત જે સીધી લીટીમાં લપસ્યો તે સીધી લીટીમાં હું લપસ્યો નહિ. મારાથી જરા આડું લપસાયું અને તે એકજ ભૂલે મારી કમબખ્તી કરી. થોડા કઠણ બરફ પછી તુરત એટલો નરમ બરફ આવ્યો કે જેમ કાદવમાં ખૂંચી જવાય તેમ હું બરફમાં ખૂંચી ગયો અને દટાઈ ગયો ! મારી આંખે અંધારાં આવી ગયાં, આંખો મીંચાઈ

ગઈ અને દમ રૂંધાઈ જવા લાગ્યો! બરફમાં દટાઇને હું એક ખડક પર પડયો. બરફ નરમ રૂ જેવો હતો અને હું મુંઝાતો હોવા છતાં ભાનમાં હતો એટલે મેં એકદમ મારા હાથ વડે બરફને આજુબાજુએ હડસેલી દઈને માથું બહાર કાઢયું એટલે મારો ગુંગળાટ મટયો. પછી ખડક ઉપર હાથ ટેકવીને મેં ઉભા થવાનો યત્ન કર્યો પણ હું ઉભો થઈ શકયો નહિ કારણકે બરફનું દબાણ મારા ઉપર ખૂબ થતું હતું. હવે મેં જીવવાની આશા મૂકી દીધી. મારી આંખે ઝાંઝવાં વળવા લાગ્યાં અને મને માયાનું દર્શન થયું. જાણે માયા એક ખીણના કીનારા પર આવેલા ખડક ઉપર અંધકારમાં ઉભી હતી. તેની બાજુએ એક પુરૂષ ઉભો હતો. માયાએ મોટો ઝભો પહેર્યો હતો અને તેની આંખોમાં ભયભીતતા હતી. હું તેને નમન કરવા અને વાત કરવા ઉભો થયો પણ તેણે ભયંકર બૂમ મારીને કહ્યું: “અહીં વળી શો અકસ્માત થયો છે? તું તો જીવે છે, ત્યારે મારો લલિત કયાં છે? બોલ, બોલ, તેં મારા પ્રિયતમને કયાં સંતાડયો છે? નહિ તો તારે મરવું પડશે.”

આ દર્શન વિલક્ષણ પણ સ્પષ્ટ હતું, પણ તે જેવું આવ્યું તેવુંજ પસાર થઈ ગયું. પછી હું ભાન ભૂલી ગયો. મેં કાંઇ પ્રકાશ જોયો અને લલિતનો સ્વર સાંભળ્યો: “કાકા! આ બંદુકનો કુંદો મજબૂત રીતે પકડો!” બરફ હડસેલવાને લાંબા કરેલા મારા હાથ સાથે કાંઇ અથડાયું અને મેં તે મજબૂતીથી પકડી લીધું. પછી મને આંચકો વાગ્યો, પણ તે આંચકો નકામો થઇ પડયો. હું તેથી જરાએ ખસી શકયો નહિ. પછી દૈવયોગે મેં બરફમાં ઢંકાઈ ગએલા મારા પગને ટુંકાવ્યા અને ખડક ઉપર ટેકવ્યા. તુરતજ મારા હાથને બીજો આંચકો આવ્યો અને મારા શરીરે પણ બળ વાપર્યું; તત્ક્ષણ હું બરફમાં ઉભો થઇ ગયો અને જમીનની અંદરથી લોકડી બહાર

નીકળી આવે તેમ હું બહાર નીકળ્યો. મેં બંદૂકનો કુંદો પકડ્યો હતો અને લલિત બંદૂકની નળી પકડીને મને બહાર ખેંચતો હતો, પણ કદાચ તે કઠણ બરફ ઉપરથી લપસીને નરમ બરફમાં પડીને દટાઈ જાય તેવા ભયથી તે કઠણ બરફ ઉપર ઉંધો સૂઇને મને કાઢવાનું જોર કરી રહ્યો હતો. એ રીતે હું તેના આંચકાથી કઠણ બરફ ઉપર ખેંચાઇ આવ્યો ખરો, પરંતુ તે સાથે જ અમે બરફ ઉપરથી રગડયા અને સૂતા સૂતા ખસીને આખો ઢોળાવ ગોળાંગી નીચે પડયા! મારા હાથની નસો કાળી અને દોરડા જેવી થઇ ગઈ હતી. તેમાં લોહીનો પ્રવાહ બંધ થઇ ગયો હતો અને હું મૃત્યુની તદ્દન નજીક જઈ પહોંચ્યો હતો એમ હવે મને લાગ્યું. અહીં ખુલ્લી હવાનો સારી પેઠે દમ લીધા પછી મેં લલિતને પૂછ્યું: "હું પણ બરફમાં કેટલોક વખત દટાઇ રહ્યો હતો?"

તે બોલ્યો: "મને બરાબર ખબર નથી. પણ વીસેક મીનીટ તો થઇ હશે."

"ઓ બાપ! વીસ મિનિટ! મને તો લાગ્યું કે હું વીસ વર્ષ સુધી દટાઇ રહ્યો હોઇશ! તેં મને બહાર કેવી રીતે કાઢયો?"

"જો ઢીલા બરફમાં હું પડું તો તમારી પેઠે હું પણ ખૂંચી જઉં, એટલે પાસેના કઠણ બરફ ઉપર હું ઉંધો સૂઈ રહ્યો અને બંદુકનો કુંદો તમારા હાથમાં પકડાવીને મેં તમને બહાર ખેંચી કાઢયા. સદ્ભાગ્યે બંદુકનો કુંદો પકડી લેવાનું ચૈતન્ય તથા ભાન તમારામાં હતું. જો હું અને તમે બેઉ શરીરે પૂરા સશક્ત ન હોત તો તમારો બચાવ થઇ શકત નહિ."

"ખરેખર, મારે તારો પાડ માનવો જોઇએ!" મેં કહ્યું.

"મારો પાડ શાનો માનવાનો? હું જ ભાગ્યશાળી કે તમને

બચાવી શકયો, નહિતો આ મુસાફરી કાંઈ મારાથી એકલાથી થવાની હતી ? પણ હવે ઉઠો, તમને કસરતની જરૂર છે, નહિતો ઠંડથી તમારાં અંગો અકડાઇ જશે; જુઓ, મારી બંદૂક ભાગી ગઇ અને તમારી બંદૂક બરફમાં ખોવાઇ ગઇ ! ચાલો, એટલો ભાર ઓછો થયો અને કારતૂસો ઉપાડવાની પણ મહેનત ગઇ ! " એમ બોલતો લલિત મારી તરફ જોઈ મંદમંદ હસી રહ્યો.

પછી અમે મુસાફરી પાછી શરૂ કરી અને ચારેક માઇલ ચાલ્યા. માર્ગમાં એક વાર બરફનો એક મોટો ટેકરો અમારી સામે સિંહની પેઠે ધસી આવ્યો, અમે ખસી ગયા અને તે પસાર થઇ ગયો. આવી તો બીજી ઘણીએ બરફની આફતો અમને નડી અને બરફ લપસવાના વિચિત્ર દેખાવો જોયા, પણ અમે તે તરફ કાંઇ બહુ લક્ષ આપ્યું નહિ. અમારાં જ્ઞાનતંતુઓજ એવા મૃતપ્રાય થઇ ગયાં હતાં કે અમને કશા જોખમની હવે પરવા રહી નહોતી.

પણ આટલું ફરી ફરીને અમે જ્યાં આગળ પહોંચ્યા તે સ્થાન બીજુ કોઈ નહોતું, પણ જ્યાં આગળથી અમે પાછા ફર્યાં હતા તેજ સ્થાન હતું ! ફરીથી ઉંડી બરફની નદી અમારી સામે આવીને ઊભી હતી ! પર્વતનાં બે પાસાંની વચ્ચે ઉંડી ઉંડી એક ખીણ હતી અને તેમાં બરફ જામી ગએલો હતો. એ ખીણ ઓળંગવાને પૂલ તો હોયજ શાનો ? તેમજ એ ખીણ કાંઈ એટલી સાંકડી નહોતી કે તેના એક પાસા પરથી કૂદકો મારીને બીજા પાસા પર જઈ પહોંચાય. બરફથી ઢંકાએલા કોતરની વચ્ચે જામી ગએલા બરફનીજ એ નદી હતી અને તેમાંનો બરફ કઠણ હશે કે નરમ તે કાંઇ કહી શકાય તેમ નહોતું. અમે તો એ કોતરની કિનાર પર જઇને ઉભા રહ્યા અને ચોપાસ શૂન્ય દષ્ટિ કરીને પછી એક બીજાનાં મ્હોં સામું જોઇને ઊભા.

લલિત બોલ્યોઃ " કાકા ! આ ખીણ ઓળંગ્યા વિના હવે છૂટકો નથી. "

" પણ ઓળંગીશું કેવી રીતે ? આ કોતર ઉતરીને નદીનો બરફ કઠણ છે કે નરમ તે જોવા જતાં પણ પૂરૂં જોખમ છે; આ કોતર ઉતરી શકાય એવુંજ ક્યાં છે ?"

" જોખમ ! જોખમનો વિચાર આપણે કોઈ દિવસે ક્યાં કર્યો છેજ કે અત્યારે એ વિચાર કરવો ? ધીમે ધીમે કોતર ઉતરીને નદીના પટસુધી તો પહોંચીએ, પછી વળી જોઈ લેવાશે ! " લલિતે કહ્યું.

" પણ એમાંથી જો ખસ્યા તો ?"

" તો નદીના બરફમાં ! બરફ કઠણ હશે તો પછડાઇશું અને હાડકાં ભાગીશું અને જો નરમ હશે તો બરફજ આપણી ઘોર થશે ! " લલિત મૃત્યુનીજ પ્રતીક્ષા કરી રહ્યો હોય તેવી રીતે બોલ્યો.

મેં વિચાર કર્યો. એક યુક્તિ શોધી કાઢી. અમારી પાસે ચામડાનાં ઓઢવાનાં હતાં, તેને છરીથી ચીરી ચીરીને તેનું એક લાંબુ દોરડું બનાવ્યું. દોરડાની વચ્ચે જ્યાં જ્યાં સાંધા આવ્યા ત્યાં ત્યાં મજબૂત ગાંઠો વાળી. આ રીતે એક મજબૂત દોરડું તેયાર થયું. તે દોરડાનો એક છેડો લલિતે પોતાની કમરે બાંધ્યો અને બીજો છેડો એક મોટી શિલાને બાંધ્યો અને પછી લલિત બરફપર સરકતો સરકતો ખીણમાં નીચે ઉતરવા લાગ્યો. હું તેનું એ સાહસ જીવને મૂઠીમાં રાખ્યો હોય તેવી રીતે જોતો ઉભો.

એ ઉંડા કોતરને લલિત અર્ધુંએક ઉતર્યો હશે, એટલામાં ચામડાના દોરડાની એક ગાંઠ હું ઉભો હતો તેની નજીકમાંથી તૂટી ! એ

બાપ ! હવે શું થાય ? એ ગાંઠ મેં મારી આંખે તૂટતી જોઇ અને તુરત લલિત તરફ દૃષ્ટિ કરી. તે ઉંધે માથે ગુલાંટો ખાતો બરફ પરથી રગડતો હતો ! મારા મુખમાંથી નીકળી પડયું ! " ઓ લલિત !"

ગુલાંટ ખાતા લલિત તરફથી શબ્દ આવ્યોઃ " આવો ! "

ગભરાટનો માર્યો હું દોરડાના ટેકા વિનાજ બરફ ઉપર જોરથી સરકવા લાગ્યો, પણ હું થોડો સરકી શકું તે પહેલાં તો લલિત અદૃશ્ય થઇ ગયો ! ખરી વાત એ હતી કે લલિત મને પોતાના જેવું સાહસ નહિ કરવાને એમ બોલવા ઇચ્છતો હતો કે " આવો મા, " પણ અર્ધ ભાનવાળી સ્થિતિમાં ગુલાંટો ખાતાં તેનાથી " આવો " એજ શબ્દ કારમો બોલી જવાયો અને આવે વખતે મારે તેની મદદમાં જવું જોઇએ, એવું હું સમજતો હતો એટલે તેણે મને " આવો " કહ્યું હોય એમ મને વાજબી લાગ્યું હતું. પરન્તુ હું તો થોડે દૂર સરકતાંજ લપસ્યો !

---

## પ્રકરણ ૮ મું.

---

### કાલુનની મહારાણીની સંભાળ હેઠળ.

એમ કહેવાય છે કે આવી રીતે જ્યારે માણસ કોઇ વાર અકસ્માત લપસી પડે છે કે કોઈ ઉંડી જગ્યામાં પછડાઇ પડે છે ત્યારે તે ભાન ભૂલી જાય છે, પરન્તુ મને એ વાત ખરી લાગી નહિ. હું લપસીને નદી તરફ જોરથી સરક્યો ત્યારે મારી વૃત્તિઓ અત્યંત તીવ્ર બની ગઈ હતી. લપસતાં મેં જોયું કે નદીનો આખો પટ સફેદ સફેદ થઈ રહ્યો છે અને બધો બરફ સીધો ફરસબંધી જેવો દેખાતો હોવાથી મને લાગ્યું કે તે તદ્દન નરમ બરફજ હોવો જોઇએ, કે જેવા

બરફ સાથે એકવાર લડત ચલાવીને હું માંડ માંડ જીવતો રહી શક્યો હતો ! છેવટે હું પછડાયો, નદીના સફેદ પટમાં પછડાયો અને ડૂબ્યો!

પણ અહો ! હું હજી જીવતો રહ્યો હતો ! હું બરફમાં દટાયો નહોતો પણ પાણીમાં પડ્યો હતો ! દમ બાંધીને હું ડૂબતાંની સાથેજ પાણીની સપાટી પર આવ્યો. પાણીની ઉપર બરફનું પડ માત્ર કાગળ જેટલુંજ પાતળું હતું એટલે એ બધો પટ બરફનો દેખાતો હતો, પરન્તુ વસ્તુતઃ એ પડની નીચે પ્રવાહી જળ હતું, અને એ જળ પણ બહુ ઉંડું ન હોતું માત્ર કમર પુર ઉંડુંજ હતું. હું એ જળમાં ઊભો રહ્યો અને મેં શું જોયું ? હું પડ્યો હતો ત્યાંથી દસેક વાર દૂર લલિત પણ મારી પેઠે પાણીમાં ઉભો હતો અને હસતે વદને મને જોઈ રહ્યો હતો ! તે વખતે તેને જીવતો જોઇને મને જે આનંદ થયો તે આનંદ લલિતને બીજી કોઈ વાર જોવાથી થયો નથી.

લલિત બોલ્યોઃ "કાકા ! કશી ફીકર નહિ; હજી આપણે જીવતા છીએ; મેં તમને એક વાર નહોતું કહ્યું કે કોઇ અદ્રશ્ય શક્તિ આપણને દોરી રહી છે ?"

"પણ એ શક્તિ આપણને ક્યાં દોરીને લઇ જાય છે ?" મારી આસપાસથી બરફને હડસેલતો હું બોલ્યો.

એજ ક્ષણે મને જણાયું કે અમે અહીં એકલા નથી. અમારાથી ત્રીસેક વાર દૂર પણ નદીના કાંઠા ઉપરજ બે મનુષ્યાકૃતિઓ ઊભેલી અમારા જોવામાં આવી. એક પુરૂષ હાથમાં એક લાકડી પકડીને ઊભો હતો અને તેની પાસે એક સ્ત્રી ઊભી હતી. પુરૂષ અત્યંત વૃદ્ધ હતો, તેના માથાના તથા દાઢી–મૂછના વાળ તદ્દન સફેદ હતા અને તેના આખા શરીરની ચામડી કરચલીઓવાળી દેખાતી હતી. એક મોટો ખુલતો ઝભ્ભો પહેરીને તે પૂતળાની પેઠે ઉભેલો

દેખાતો હતો અને તે તથા પેલી સ્ત્રી અમારી તરફજ એકી ટશે જોઇ રહેલાં માલૂમ પડતાં હતાં. એટલામાં પેલી સ્ત્રીએ અમારી તરફ હાથ લંબાવીને ઇશારો કરી પેલા વૃદ્ધ પુરૂષને કાંઈ કહ્યું તે પણ અમે જોયું.

નદીના સામા કાંઠા પર આવેલા જંગી ખડકની ઉપર બરફનો થર નહોતો. ત્યાં પાણી વધારે ઉંડું હતું. આ જોઇને અમે બેઉ તરતા તરતા તે દિશાએ આગળ વધ્યા. અમે એક બીજાની પાસે પાસે જ તરતા જતા હતા, કારણકે કદાચ જરૂર પડે તો એક બીજાને મદદ કરી શકીએ. થોડે આગળ જતાંજ મને થાક લાગવા માંડયો અને મારી તરવાની શક્તિ ઓછી થવા લાગી. પાણી એટલું ઠંડું હતું કે મારાં અવયવો બહેરાં થઈ જવા લાગ્યાં. મારી આ સ્થિતિ તુરત લલિતના કળવામાં આવી ગઈ અને તેણે મારાં કપડાં પકડી લઇને મને ડૂબતો બચાવ્યો. આ પ્રમાણે તેની મદદથી હું પાછો થોડું તર્યો એટલામાં લલિત બોલ્યોઃ " હું ડુબું છું. મારી કમરે બાંધેલું દોરડું પકડો. "

તેની કમરે જે પેલું ચામડાનું દોરડું બાંધેલું હતું અને તેનો એક લાંબો કકડો હજી તેની કમરે બાંધેલોજ હતો તે મેં તુરત પકડયો. અમારાં વજનદાર કપડાં ભીંજાઇને સીસાનાં જેવાં વજનદાર થઇ ગયાં હતાં અને તેથી અમે બરાબર તરી શકતા નહોતા તે હવે સમજાયું. ગડમથલ કરતા અમે જરા આગળ વધ્યા. અહીં પાણી ઉંડું હોવાથી જોરમાં વહેતું હતું અને તેના તાણમાં અમે ખેંચાતા હતા. અમારી મુશ્કેલીભરી સ્થિતિ કાંઠા પર ઊભા રહીને અમને જોઈ રહેલાં સ્ત્રી-પુરૂષના ધ્યાનમાં આવી. સ્ત્રીની સૂચનાથી વૃદ્ધ પુરૂષે ખડક ઉપર આગળ વધીને પોતાના હાથમાંની લાકડી પાણીમાં અ-

મારી તરફ ધરી. લલિતે એક ફાળ ભરીને લાકડીનો છેડો પકડી લીધો. એક વાર તેના હાથમાંથી લાકડી છૂટી ગઈ અને તે પાણીમાં ડૂબ્યો પણ પાછો તુરત પાણી ઉપર આવ્યો અને તેણે ફરીથી લાકડી પકડી. પેલો ડોસો લાકડીને મજબૂત રીતે પકડી રહ્યો હતો અને રખેને એ ડોસો પાણીમાં પડી જાય, તેટલા માટે સ્ત્રી તેની કમર પકડીને તેને મજબુત રીતે વળગી રહી હતી. છેવટે અથડાતો કુટાતો લલિત ખડકની કિનારી પાસે પહોંચ્યો. ત્યાં પાણી કમરપુર હતું એટલે તે પાણીમાં ઉભો રહ્યો અને પછી મને તેણે પોતા તરફ ખેંચ્યો. પેલા ડોસાએ અમને હાથનો ટેકો આપીને એક પછી એક ખડક ઉપર ખેંચી લીધા અને અમે બેઉ જણ હાંફતા હાંફતા ખડક ઉપર પડયા.

મેં હવે ઉંચું જોયું. સ્ત્રી અમારી પાસેજ ઉભી હતી. તે જાણે કે કાંઇ સ્વપ્ન જોતી હોય તેવી રીતે લલિતના વદન ભણી એકીટશે તાકી રહી હતી. લલિતના કપાળમાં ખડકની અણી વાગવાથી તેમાંથી લોહી વહી જતું હતું. એવી વિલક્ષણ સ્થિતિમાં પણ મેં જોઈ લીધું કે એ સ્ત્રી સુંદર અને પ્રતાપવતી હતી. થોડી વારે તે સ્વપ્નમાંથી જાગૃત થતી હોય તેમ ભાનમાં આવી અને પોતાની સાથેના વૃદ્ધ પુરૂષને પોતાની ભાષામાં કાંઈ કહીને સામે દેખાતી ટેકરી તરફ દોડી ગઈ.

અમે અત્યંત થાકેલા પડયા હતા. ડોસાએ પોતાની ઝુકતાં ભવાં-વાળી માંજરી આંખોથી અમારી તરફ થોડી વાર ટગર ટગર જોયા કર્યું અને પછી તે કાંઇ બોલ્યો, પણ અમે તેની ભાષા સમજ્યા નહિ બીજી વાર તે કાંઇ બીજી ભાષામાં બોલ્યો, તે પણ અમે સમ-જ્યા નહિ. ત્રીજી વાર તે ત્રીજી ભાષામાં બોલ્યો તે વખતે અમને માલૂમ પડયું કે તે પ્રાકૃત ભાષામાં બોલે છે! તીબેટની ઉત્તરે તે

પ્રાકૃત ભાષામાં બોલ્યો તે અમને નવાઇભર્યું લાગ્યું. તેની પ્રાકૃત ભાષામાં પણ કોઇ કોઇ ચીનાઇ શબ્દોનું મિશ્રણ હતું છતાં તે ભાષા અમે શીખ્યા હોવાથી તેની વાત સમજવામાં અમને મુશ્કેલી પડી નહિ.

તેણે પૂછ્યું: " તમે આ ભૂમિ સુધી જીવતા આવી પહોંચ્યા છો, તો શું તમે કોઇ ભૂત કે જાદૂગર છો ? "

મેં તેને શુદ્ધ પ્રાકૃતમાં જવાબ આપ્યો, કારણકે એ ભાષા સંસ્કૃતની સાથેજ હું કોલેજમાં શીખ્યો હતો: " ના, અમે ભૂત કે જાદૂગર નથી; જુઓ પેલા પહાડ પરથી અમે લપસીને આવ્યા છીએ." એમ કહીને જ્યાંથી અમે લપસીને નદીમાં પડવાનું ગંભીર સાહસ કર્યું હતું તે તરફ આંગળી કરી.

ડોસો પોતાના મનમાં બબડયો: " પ્રાચીન ભાષાનો તેને પરિચય છે. પર્વતમાંથી થએલી સૂચના બરાબર મળતી આવે છે. " પછી તેણે પૂછ્યું: " અતિથિઓ ! તમે શું શોધવા અહીં આવ્યા છો ? "

હવે મેં લુચ્ચાઇથી તેના આ સવાલનો જવાબ જ આપ્યો નહિ. મને ભય હતો કે જો તે ખરી વાત જાણે તો કદાચ અમને તે પાછા નદીમાં ધકેલી દે. પણ લલિતને આવી સાવચેતીથી વર્તવાનું કશું ભાન નહોતું અને તે મૂળથીજ સીધાબોલો માણસ હતો. તેનું પ્રાકૃત ભાષાનું જ્ઞાન બરાબર હતું નહિ એટલે કોઇ પ્રાકૃત અને કોઇ ગુજરાતી એમ મિશ્ર શબ્દોની ભાષામાં તે બોલ્યો: " અમે અમર અગ્નિથી પ્રજળતા જ્વાળામુખી પર્વતની શોધ માટે આવી પહોંચેલા છીએ. "

આ સાંભળીને એ ડોસો અમારી સામે આશ્ચર્યથી તાકી રહ્યો

અને બોલ્યો: " ત્યારે તમે જેને મળવા આવ્યા છો, તેને ઓળખો છો ખરા કે ? "

લલિતે એકદમ જવાબ આપી દીધો: " અમે મહારાણીને મળવા આવ્યા છીએ. " લલિતનો કહેવાનો આશય એ હતો કે અમે દેવીને–પર્વતની સાધ્વીને મળવા આવ્યા છીએ, પણ કામરૂ દેશમાં માયા મહારાણીને નામે ઓળખાતી હતી, એટલે અહીં પણ તેણે એ જ શબ્દ વાપર્યો.

ડોસો બોલ્યો: " અહો ! તમારે મહારાણીને મળવું છે, એમ કે ? ત્યારે જેમને માટે તપાસ રાખતા રહેવાની અમને આજ્ઞા થઇ છે તે તમે જ છો ! પણ તેની ખાત્રી શી ? "

મેં એકદમ ગુસ્સે થઇને કહ્યું: " ભલા માણસ ! આ તે કાંઇ ઉપરા ઉપરી પ્રશ્નો પૂછવાનો સમય છે ? તું જ મને કહે કે તું પોતે કોણ છે ? "

" હું ! હું છું અહીંનો દ્વારપાલ અને જે સ્ત્રી હમણાં મારી સાથે હતી તે આ કાલુન નગરની મહારાણી છે."

એટલામાં લલિતને ગભરામણ વર્તાવા લાગી. દ્વારપાલ ડોસો બોલ્યો: " આ માણસ માંદો છે અને તમને હવે ઉતાવળે કોઇ સારા સ્થાનમાં લઇ જવા જોઈએ. ઉઠો, આપણે બેઉ તેને ટેકો આપીને ઇષ્ટ સ્થાને પહોંચાડીએ."

મેં અને દ્વારપાલે લલિતનાં બાહુડાં પકડીને તેને ટેકો આપ્યો અને એ રીતે અમે નદીકાંઠેથી ટેકરી તરફ ચાલવા લાગ્યા. સાંકડી પગથીપર થઈને અમે કાંઠા પર ઝઝૂમી રહેલી પર્વતની ધારની બીજી બાજુએ ગયા, તો તુરત નગરનો દરવાજો અમારા જોવામાં આવ્યો. કુદરતી પત્થરની દિવાલની અંદર જ બાંકોરૂં પાડીને તે દરવાજો

બનાવવામાં આવેલો દેખાતો હતો. આ દરવાજાની એક બાજુએ પત્થરની કોતરી કાઢેલી સીઢી હતી. ત્યાં આગળ પહોંચતાં લલિતમાં ચાલવાની આય રહી નહિ. અમે માંડ માંડ તેને થોડાં પગથીયાં ચડાવ્યો ત્યાંતો તે તદ્દન બેભાન થતો ઢગલો થઈને પડયો !

લલિતને ઉંચકીને આગળ ચાલવાની શક્તિ મારામાં હ

હવે શું કરવું તેની ચિંતા અમે કરી રહ્યા હતા, એટલામાં મેં કોઇનો પગરવ સાંભળ્યો અને થોડી વારમાં પેલી સ્ત્રી બે સેવકોની સાથે આ-વીને ઉભી રહી. તેણે પોતાના સેવકોને કાંઇ આજ્ઞા કરી એટલે તેઓએ લલિતને એમ ને એમ ઉંચકી લીધો અને પગથીયાં ચડતાં ચાલવા માંડયું. અમે પાછળ પાછળ ચાલ્યા અને એક ઓરડામાં પહોંચ્યા. પેલા દરવાજાની ઉપર પત્થરની અંદરજ કોતરી કાઢવામાં આવેલો તે ઓરડો હતો. અમને અહીં મૂકીને પેલી સ્ત્રી કે જેને આપણે અત્યારે તો કાલુનની મહારાણી તરીકેજ ઓળખીશું તે ત્યાંથી ચાલી ગઇ. ત્યાંથી અમે આગળ વધીને બીજા ઓરડામાં ગયા. તે ઓરડો એક રસોડા જેવો દેખાતો હતો. ત્યાંથી આગળ ચાલતાં એક મોટો ખંડ આવ્યો જેમાં લાકડાના ખાટલા, સાદડીઓ, ઓઢવાનાં વગેરે દેખાતું હતું એટલે એ સૂવાનો ઓરડો હશે એમ અમે ધાર્યું. અહીં એક ખાટલા ઉપર લલિતને સુવાડવામાં આવ્યો. પછી દ્વારપાલે એક સેવકની મદદથી તેનાં ભીંજાએલાં કપડાં કાઢી નાંખ્યાં અને મને પણ તેણે કપડાં કાઢી નાંખવાનું સૂચન કર્યું. મેં કપડાં ઉતાર્યાં અને મને પહેલીજ વાર માલૂમ પડયું કે મારે આખે શરીરે ઉઝરડા પડયા હતા, લોહીના તસીયા તરી આવ્યા હતા અને ઠેકાણે ઠેકાણે સોજા ચડી ગયા હતા.

તુરતજ દ્વારપાળે હાક મારી એટલે એક ચાકર ગરમ પાણીથી

ભરેલો મોટો દેગડો લાવ્યો. તે પાણીથી હું મારી મેળે ન્હાયો અને દ્વારપાળે લલિતના બિછાનામાંજ કપડાના કકડા ગરમ પાણીવાળા કરીને તેના આખા શરીરને લૂછી નાંખ્યું. પછી તેણે અમારે શરીરે કાંઇ મલમ સારી પેઠે ચોળ્યો અને અમને ગરમ ધાબળા ઓઢાડીને સુવાડી દીધા. હું ઉંઘી જઉં તે પૂર્વે તેણે મને કોઇ જાતનો અર્ક પાયો અને લલિતનું મ્હોં મુસ્કેલીથી ઉઘડાવીને તેને પણ તે અર્ક પાયો. તુરતજ મારા આખા શરીરમાં ગરમાવો લાગવા માંડયો અને દુઃખતું માથું આરામ અનુભવવા લાગ્યું. ત્યારપછી શું થયું તેની મને કશી ખબર રહી નહિ.

પણ પાછળથી અમને માલુમ પડયું કે અમારી માંદગી ખૂબ વધી ગઇ હતી. મુસાફરીના ઉત્સાહમાં અમને જે થાક વર્તાયો નહોતો તેની અસર હવે જણાવા લાગી હતી. અમારા શરીરમાંથી લોહી ખૂબ ઓછું થઇ ગયું હતું, અંગે અંગમાં થાક ઉભરાઈ રહ્યો હતો, જ્ઞાનતંતુઓ નબળાં પડી ગયાં હતાં અને શરીર પર પડેલા ઘા તથા ઉઝરડા ઉખળી ઉખળીને વહેતા હતા. આ બધાં કારણોથી લાંબો વખત અમે અર્ધભાનવાળી સ્થિતિમાં બિછાનાવશ પડી રહ્યા અને બેભાન દશા મટી એટલે અમને તાવ આવવા લાગ્યો. તાવમાંથી પાછો સનેપાત થઈ ગયો. એ સનેપાતવાળી દશામાં જે જે સ્વમાં, ખ્યાલો, દર્શનો મને થયાં હતાં તેનો ચિતાર ઝાંખો ઝાંખો અત્યારે આવે છે. વળી એ સ્થિતિમાં કેટલીક સત્ય વસ્તુસ્થિતિની છાપો પણ મારા મગજ પર પડેલી તે પણ યાદ આવે છે. મને સાંભરે છે કે એક વાર એ વૃદ્ધ દ્વારપાળ પોતાની દાઢી પર હાથ ફેરવતો ફેરવતો ભૂતની પેઠે અમારા ઓરડામાં ફરતો હતો અને મનમાં ને મનમાં બબડતો હતો; " આ માણસો તેજ છે, એમાં તો જરાએ શંકા જેવું

નથી." પછી તે એક બારી તરફ ચાલ્યો ગયો અને બારીમાંથી ડોકું કાઢીને આકાશ તરફ જોવા લાગ્યો, જાણે કે કાંઈ નક્ષત્રો તથા ગ્રહોની ગણુતરી કરતો હોયની !

ત્યારપછી જાણે ઓરડામાં કોઇ આવતું હોય એવો દમામદાર પગરવ મારા સાંભળવામાં આવ્યો. કોઇ સ્ત્રીના જેવો સ્વર સંભળાયો અને તુરત પેલી મહારાણી મૂલ્યવાન વસ્ત્રોમાં સજ્જ થઇને આવેલી દેખાઇ. તેજ સુંદર ચહેરો, તેજ ચપળ આંખો અને તેજ ઉંચું ઘાટદાર શરીર ! તેનાં કપડાં ઉપરથી મને લાગ્યું કે તે તુરતમાંજ કોઈ મુસાફરીમાંથી પાછી ફરી હશે. તે મારી સામે આવીને ઉભી અને મને જોવા લાગી. પછી દ્વારપાલ પ્રત્યે કાંઈ બોલીને જરા કંટાળો બતાવતી તે બીજા બીછાના તરફ ગઈ. દ્વારપાલે પણ નમન કરીને તેજ બીછાના તરફ આંગળી કરી હતી. લલિતે મ્હોં ઉપર ધાબળો ઓઢયો હતો, એટલે તેણે નીચા નમીને તેનો એક છેડો ઉંચો કર્યો અને પછી દ્વારપાલને સંબોધીને તે કાંઈ પૂછવા જતી હતી, પણ તે વખતે દ્વારપાલ ત્યાંથી ચાલ્યો ગયો હતો. પોતાને ત્યાં એકલી જોઇને અને મને બેભાન પડેલો સમજીને તેણે આસપાસ નજર કરી. એક નાનું મેજ પડેલું હતું તે તેણે લલિતના ખાટલા પાસે ખેંચી આણ્યું અને તેની ઉપર બેસીને તે લલિતના ચહેરાને આનંદથી જોઇ રહી ! તેના વદનની એકેએક રેખાને તે બારીકીથી જોઇ રહી હોય અને તેના આત્માનું ઓજસ તેની આંખોમાંજ એકઠું થયું હોય એવું માલુમ પડતું હતું. કેટલીક વાર સુધી તેણે એ પ્રમાણે જોયાજ કર્યું અને પછી તે ઉઠીને ઓરડામાં આમથી તેમ ટહેલવા લાગી.

તે બબડીઃ " કયાં અને કયારે ? "

ત્યારપછી શું બન્યું તે મને સાંભરતું નથી કારણકે ત્યારપછી મારી બેભાન દશા પાછી ઉભરાઇ આવી. કેટલાક દિવસ પછી મારા જાણવામાં આવ્યું કે એ કાલુનની મહારાણી હવેથી ત્યાંજ પડી પાથરી રહેવા લાગી હતી અને લલિતની સેવા ચાકરી પૂરી સંભાળ અને સુકોમળતાથી તે પોતેજ કરતી હતી. કોઈ કોઇ વાર તે મારી પણ સેવા કરતી, પણ જ્યારે તે લલિતની સેવામાંથી નવરી પડતી ત્યારે જ મારી તરફ ધ્યાન આપતી. હું જલ્દી સાજો થઉં એવી તેની ઇચ્છા હોય એમ જણાઇ આવતું હતું.

ત્યારપછી હું કેટલે દિવસે ભાનમાં આવ્યો તે મને સાંભરતું નથી, પણ એટલું સાંભરે છે કે—એકવાર રાત્રિનો વખત હતો, ચંદ્રનું અજવાળું બારીઓમાં થઇને ઓરડાની અંદર આવતું હતું અને એક બારીનું અજવાળું બરાબર ખાટલામાં સૂતેલા લલિતના મુખ ઉપરજ પડતું હતું. એ અજવાળાની પાસેનાજ અંધકારમાં મેં જોયું કે મહારાણી લલિતની તરફ આંખો ટેકાવીને ઊભી હતી. લલિતમાં સંપૂર્ણ ભાન નહોતું; પરન્તુ તેની વૃત્તિઓને મહારાણીની હાજરીનો કાંઇક ખ્યાલ હશે એમ જણાતું હતું, કારણકે તે કોઈ વાર ગુજરાતીમાં તો કોઈ વાર અંગ્રેજીમાં કાંઇ બબડતો સંભળાતો હતો. લલિતને બબડતો સાંભળીને મહારાણી ખુશ થતી દેખાઇ. પછી તે મારી પાસે આવી. હું ઉંઘી ગયો હોઉં તેવો ઢોંગ કરવાને મેં આંખો મીંચી દીધી અને મારા એ ઢોંગથી તે ખરેખર ઠગાઇ.

મારે જાણવું હતું કે જે સ્ત્રીને પેલો દ્વારપાલ કાલુનની મહારાણી તરીકે ઓળખાવતો હતો તે સ્ત્રી ખરેખર કોણ હતી? જેની શોધમાં અમે આવ્યા હતા તેજ આ સ્ત્રી હશે? એમ કેમ ન હોય? છતાં જો તે આયાજ હોય તો હું તેને ઓળખ્યા વિના રહું નહિ. આ ખાત્રી કરવાનેજ મેં ઢોંગ આદર્યો હતો.

તે પાછી લલિતના બિછાના પાસે ગઇ અને નીચી વળીને લલિતના ચહેરા ભણી એકી ટશે જોઇ રહી કાંઇ બબડવા લાગી. તે બોલી તે મેં પૂરી રીતે સાંભળ્યું નહિ પણ કેટલાક શબ્દો મેં સાંભળ્યા. તેમાં ચીનાઈ તથા પ્રાકૃત શબ્દો ભેળસેળ થએલા હોવાથી જે કાંઇ ત્રુટક ત્રુટક મારાથી સમજાયું તેનો સાર એવો હતો કે "મારા સ્વપ્નજીવનના સ્વામી! તું કયાંથી આવ્યો? તું કોણ છે? તને મળવાનું આશાએ મને કેમ ફરમાવ્યું હશે?" ત્યારપછીનો કેટલોક બબડાટ હું બીલકુલ સમજ્યો નહિ. પછી તે આગળ બોલીઃ "તું ઉંઘે છે, પણ તારી આંખો ઉઘાડી છે, તો બોલ હું તને પૂછું છું કે મારી અને તારી વચ્ચે કેવા લેખ લખાયલા છે? તું જ મને અનેક વાર સ્વપ્નમાં કેમ દેખાયો હોઇશ? હું તને ઓળખું છું એમ મને કેમ લાગે છે?" પછી તેનો બબડાટ શાન્ત થઇ ગયો, જાણે કે તેની જીભ ઉપર આવેલા શબ્દો ઉચ્ચારતાં તે શરમાતી ન હોય!

તે નીચી નમી ત્યારે તેના વાળની લટોમાંની એક લટ છૂટી પડીને લલિતના ચહેરાને સ્પર્શવા લાગી હતી. એ લટના સ્પર્શથી લલિત જાગી ગયો, તેનો હાથ એ વાળની લટને અડયો અને તે બોલ્યોઃ "હું કયાં છું? હા, મને સાંભરે છે—" તેણે આંખો બરાબર ઉઘાડી અને માથું ઉંચકવાનો યત્ન કર્યો પણ ઉંચકી શક્યો નહિ. પછી તે અર્ધ પ્રાકૃત અને અર્ધ ગુજરાતીમાં બોલ્યોઃ "અમને નદીમાંથી બચાવનાર સ્ત્રી તમેજ છો. બોલો, જે મહારાણીને હું લાંબા વખતથી શોધી રહ્યો છું અને તેમ કરતાં હું ખૂબ હેરાન થયો છું તે તમેજ છો?"

મધુર, ધીરા અને ધ્રુજતા સ્વરે બોલીઃ "તું કોને શોધવા આવ્યો છે તે હું જાણતી નથી, પણ જેને શોધવા તું આવ્યો છે

તે જો મહારાણીજ હોય તો હું જ કાલુનની મહારાણી છું; અહીં કોઈ બીજી મહારાણી છેજ નહિ."

" તો હે મહારાણી ! બોલ, તને હું સાંભરૂં છું ? "

તેણે જવાબ આપ્યો: " આપણે સ્વપ્નમાં મળ્યાં હોઈએ એવું મને સાંભરે છે. હું ધારૂં છું કે આપણે દૂર-દૂરના ભૂતકાળમાં મળેલાં છીએ. નદીકાંઠે જ્યારે મેં તને પહેલવહેલો જોયો, ત્યારેજ હું તને ઓળખી ગઈ હતી. તું અજાણ્યો અતિથિ છે પણ તારો ચહેરો મને યાદ છે. હવે કૃપા કરીને કહે કે તારૂં નામ શું ? "

" લલિતસીંગ. "

તે માથું હલાવતી બોલી: " તારૂં નામ હું જાણુતી નથી, છતાં હું તને ઓળખું છું ખરી. "

" તું મને કેવી રીતે ઓળખે ? " તેણે એ પ્રશ્ન કર્યો, પણ આટલું બોલતાંએ તેને એટલો બધો થાક ચડી ગયો કે તેની આંખો પાછી ઘેરાવા લાગી.

મહારાણી તેને થોડી વાર જોતી ઊભી રહી. પછી તેની અંતઃપ્રેરણાનું જોર તેનાથી વેઠાયું નહિ; તે નીચી નમી અને ઉંઘતા લલિતના ઓઠ ઉપર તેણે મધુરૂં ચુંબન લીધું. આ વિકારના ઉભરાથી તે કાંઇક શરમાઇ હોય તેમ તેના મ્હોં પર રતાશ તરી આવી.

એટલામાં તેની દૃષ્ટિ મારી ઉપર પડી. આ બધું હું મારા બિછાનામાં બેઠો થઈને કુતૂહલપૂર્વક જોઇ રહ્યો હતો ! મેં મૂર્ખાઇ કરી હતી; પરન્તુ કુતૂહલવૃત્તિએ મને ઘેલો બનાવ્યો હતો એટલે મેં તે બધું જોયું હતું. મહારાણીએ મને પોતાની ચેષ્ટા જોતો દેખ્યો અને તે એટલી બધી ક્રોધાતુર થએલી દેખાઇ કે હું

ભયથી ધ્રૂજી ગયો. મને એમ જ લાગવા માંડયું કે જાણે મારૂં મોત આવી પહોંચ્યું.

પોતાના કમરપટા પર હાથ નાંખતી તે બોલી: " અલ્યા, તું શું જોઇ રહ્યો છે ? " મેં તેના હાથમાં છરી જોઇ. મને લાગ્યું કે એ છરી મારા કાળજામાં પેસી જતાં હવે વાર લાગવાની નથી. પણ મારી સમયસૂચકતાએ મને મદદ કરી અને તે મારી તરફ આવવા લાગી એટલે હું બોલ્યો: " ઓ–ઓ ! મહારાણી સાહેબ ! મને કાંઇ પીવા આપો–પાણી આપો ! તાવથી હું બળી રહ્યો છું. " ગાંડા–ઘેલા માણસની પેઠે મેં આમ–તેમ જોવા માંડયું અને પુનઃ પોકારવા માંડયું: " મને કાંઈ પાઓ, દ્વારપાલ–મહારાણી–મને પાણી–" અને એમ બોલતો હું જાણે થાકી ગયો હોઉં તેવી રીતે પાછો બિછાનામાં પછડાયો.

તે મારી નજીક આવતી અટકી અને છરીને પાછી મ્યાનમાં ઘાલી દીધી. પછી દૂધથી ભરેલો એક કટોરો પાસે પડયો હતો તે તેણે મારા મ્હોં સુધી આણ્યો પણ તે વખતે તે તીણી નજરથી મારી મુખરેખાઓ તપાસી રહી હતી. તાવથી હાંફતા માણસની પેઠે હું એ દૂધને મોટા મોટા ઘુંટડાથી ગટગટાવી ગયો.

તે બોલી: " તું ધ્રૂજે છે. તો તને કાંઇ સ્વપ્નું આવ્યું હતું કે ? "

" હા, મહારાણી ! બરફના તોફાનનું અને નદીમાં ડુબવાનું સ્વપ્ન આવ્યું હતું. "

" બીજું કાંઇ ? "

" ના બીજું કશું નહિ ! પણ એક મહારાણીની મિત્રતા બાંધવા પાછળ આટલું બધું વેઠયું તે શું થોડું છે ? "

તે ગુંચવાતી બોલી: " મહારાણીની મિત્રતા બાંધવા ? એટલે શું ? તેં બીજું કશું સ્વપ્ન જોયું નથી તે તું સોગંદ ખાઇને કહે છે ? "

"હા, જીંદગીના અમર અગ્નિના, પર્વતની અગ્નિજ્વાળાના, અને પુરાતન સમયનાં હે મહારાણી! તમારા પોતાના સોગંદ ખાઈને હું કહું છું કે મેં બીજું કશું સ્વપ્ન જોયું નથી."

પછી મેં એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો અને હું ઘેનમાં પડયો હોઉં તેમ મેં આંખો મીંચી દીધી. મારા શબ્દોની પાછળનો મર્મ એ મહારાણીની સમજમાં ઉતરતો લાગ્યો. 'પુરાતન સમયનાં મહારાણી' 'જીંદગીનો અમર અગ્નિ' 'પર્વતની અગ્નિજ્વાળા' એ બધા મારા શબ્દો સાંભળતાંજ તેની ખાત્રી થઈ હશે કે અમે શોધવા નીકળ્યા તે મહારાણી તે પોતે નથી! આથી તેનો ચહેરો ફીકકો પડી ગયો પણ પછી તે ઉતાવળે બોલીઃ "સારૂં થયું કે બીજું કશું સ્વપ્નમાં તેણે જોયું નથી; જો કદાચ તેણે બીજું જોયું હોત અને કોઇને મ્હોંએ આડું અવળું ભરડી નાંખ્યું હોત તો મોટું અપશુકન થઇ જાત! જેઓ દૂર-દૂરથી મળવાને અતિથિઓ તરીકે આવ્યા છે તેમને કાળના કૂતરાઓનો શિકાર થએલા જોવા હું ઇચ્છતી નથી. વળી આ માણસ વાંદરા જેવો ને બુઢ્ઢો છે ખરો, પણ ડાહ્યો માણસ લાગે છે."

આ શબ્દો સાંભળીને મારૂં કાળજું ધડકી ઉઠયું. "કાળના કૂતરાઓ" વળી કેવા હશે? તેઓ શું માણસનો શિકાર કરતા હશે? આવા પ્રશ્નો મારા મગજમાં ઉપસ્થિત થયા. એટલામાં પેલો બુઢ્ઢો દ્વારપાલ ત્યાં આવ્યો અને મહારાણીને નમન કરીને ઉભો. તેણે પૂછયુંઃ "પુત્રી! આ માણસોની તબીયત હવે કેવી ચાલે છે?" મહારાણી આ દ્વારપાલની દીકરીની દીકરી થતી હતી, પણ તે તેને પુત્રી કહેતો.

મહારાણીએ જવાબ આપ્યોઃ "તેઓ બેઉ ઘેનમાં ઘોરે છે."

"એમ? હજી તેઓ ઘેનમાં છે? હું ધારૂં છું કે તેઓ જાગ્યા છે."

મહારાણી ગુસ્સે થતી દેખાઈ. તે બોલીઃ " તમે તમારા દિવ્ય કાનો વડે કાંઇ સાંભળ્યું છે ? " વૃદ્ધ દ્વારપાલ દિવ્ય શક્તિવાળો જાદુગર, જ્યોતિષશાસ્ત્રી, રસાયનશાસ્ત્રી, ભવિષ્યવેત્તા હતો અને અનેક વિદ્યા જાણતો હતો.

" હા ! મેં મારી દિવ્ય શ્રવણશક્તિથી મ્યાનમાં ખંજરનો ખખડાટ સાંભળ્યો છે અને દૂર-દૂર કાળના કૂતરાઓને ભસતા સાંભળ્યા છે. "

" અને તમારી દિવ્ય દૃષ્ટિથી શું જોવામાં આવ્યું ? "

" મેં અદ્ભુત દેખાવો જોયા છે, પુત્રી ! પણ-પણ-આ માણસો જાગતા લાગે છે. "

તે બોલીઃ " હા, આ માણસ અહીં ઉંઘે છે તે ભલે અહીં રહ્યો, પણ પેલા બીજાને બીજા ઓરડામાં લઈ જાઓ, કારણકે એને સ્વચ્છ હવાની અને વધુ મોકળાશની ખાસ જરૂર લાગે છે.. "

વૃદ્ધ દ્વારપાલને મહારાણી શામન ( અર્થાત્-જાદૂગર ) કહેતી. શામને હાથમાં દીવો પકડયો. એ દીવાના અજવાળામાં તેનો ચહેરો મેં મારી આંખો સહેજ ઉઘાડીને જોયો. અત્યારે તેનો ચહેરો ભયંકર લાગતો હતો. પહેલેથીજ આ બુઢ્ઢા દ્વારપાલ ઉપર મને વહેમ હતો. તે ઘાતકી, ડંખીલો અને લુચ્ચો હોવાનો મને શક હતો અને અત્યારે તેના ચહેરાપર લુચ્ચાઈજ તરી આવેલી મને દેખાતી હતી. તેણે મહારાણીને પૂછ્યુંઃ "આને કયા ઓરડામાં લઇ જવો છે, મહારાણી ? "

" હું ધારૂં છું કે પેલા વધુ બારીઓવાળા અને સારા ઓરડામાં તેને લઈ જઇએ તો તેની તબીયત જલ્દી સુધરે. માણસ બેડોળ પણ ડહાપણવાળો લાગે છે. વળી પર્વતમાંથી સૂચના આવી છે એટલે તેને કાંઈ ઇજા કરવી એ જોખમભર્યું છે. પણ તમે એવું કેમ પૂછ્યું વારૂ ? "

શામન ખભા ચડાવીને બોલ્યોઃ " હું કહું છું કે મેં કાળના

કૂતરાઓને ભસતા સાંભળ્યા છે. હા, હું પણ માનું છું કે તેનામાં ડહાપણ છે અને મધ ચૂસનારી માખીએ તો ફૂલ કરમાયા પૂર્વેજ તેમાંથી મધ ચૂસી લેવું જોઇએ! અને વળી પર્વતમાંથી આજ્ઞા મળી છે તે તો સાચીજ છે, ભલે પછી આપણે એ આજ્ઞાનો કશો અર્થ સમજતાં ન હોઇએ!"

એમ કહીને શામને બારી પાસે જઇને હાક મારી એટલે કેટલાક સેવકો બહાર આવ્યા. તેમણે શામનની સૂચના મુજબ મારો ખાટલો એમ ને એમ ઉંચક્યો અને કેટલાંક પગથીયાં ચડી ઉતરીને તથા કેટલાક ઓરડા પસાર કરી જઇને એક બીજા ઓરડામાં મૂક્યો. આ ઓરડો પેલા ઓરડા કરતાં નાનો હતો. શામન મને થોડી વાર જોઈ રહ્યો અને હું જાગું છું કે નહિ તે જાણવાની તેની જિજ્ઞાસા હોય એમ લાગ્યું. પછી તેણે મારા હૃદયના ધબકારા તથા નાડી જોઇ. તેણે માથું હલાવ્યું અને તે ખૂબ આશ્ચર્ય પામેલો જણાયો. હું ખરેખર ઘેનમાં હોઉં તે માટે તેને શક ઉપજ્યો હોવો જોઇએ એમ મને લાગ્યું. પછી તે ચાલ્યો ગયો અને ઓરડાનાં દ્વાર બંધ કરતો ગયો. પછી હું ખરેખર ઉંઘી ગયો.

જ્યારે હું જાગ્યો ત્યારે સૂર્ય કેટલોએ ચઢી ગયો હતો. મારૂં મગજ શાન્ત હતું અને શરીરે પણ મને આગલા દિવસો કરતાં સારૂં લાગતું હતું. મારો તાવ છૂટી ગયો હતો અને હવે ઉતાવળે સારૂં થતું જવાનાં ચિહ્નો દેખાતાં હતાં. આગલી રાતના બધા બનાવો મને સાંભરી આવ્યા અને તે વિષે મેં સંભાળથી વિચાર ચલાવી જોયો. હું હજી મોટા ભયમાં હતો એમ મને લાગતું હતું.

મેં બહુ બહુ જોયું તથા સાંભળ્યું હતું, અને આ કાલુનની મહારાણીનું એવું અનુમાન હતું કે મેં તેની બધી ગુપ્ત ચેષ્ટા જોઇ છે અને સાંભળી છે. પેલા સોગંદ ખાતી વખતે મેં જીંદગીના અમર

અગ્નિનું અને જ્વાળામુખી પહાડનું સૂચન કરીને યુક્તિ-પ્રયુક્તિથી જો મેં તેનો ગુસ્સો ન શમાવ્યો હોત તો જરૂર તેણે પેલા બુઢ્ઢા દ્વારપાળ પાસે મારૂં મોતજ કરાવ્યું હોત. પણ મને અત્યારસુધી બચાવી લેવામાં આવ્યો તેનાં બે કારણો હતાં. એક કારણ એ હતું કે તે મને મારી નાંખતાં બ્હીતી હતી અને બીજું કારણ એ હતું કે "કાળના કૂતરાઓ ભસ્યા હતા." તે શબ્દોનો ગમે તે અર્થ હોય તો પણ હું તેની ગુપ્ત ચેષ્ટા વિષે કેટલું જાણતો હતો તે એ મહારાણી જાણવા ઇચ્છતી હતી. વારૂ, ત્યાંરસુધી તો હું જીવતો રહ્યો હતો અને ત્યારપછીને માટે મારી ભાગ્યરેખાને અધીન રહેવાનું હતું. વળી મારે સાવધાન રહેવાની જરૂર હતી અને જરૂર પડે તો હું કશું જાણતો ન હોઉં એવો ઢોંગ કરવાની પણ જરૂર હતી. તે વખતે તો મારા મગજમાંથી મારા ભવિષ્યનો વિચાર કાઢી નાંખીને મેં જે કાંઈ જોયું હતું તેનો અર્થ સમજવા તરફજ મેં મારી મગજ શક્તિને દોરી.

શું અમારી શોધખોળ હવે પૂરી થઈ ચૂકી હતી? આ સ્ત્રી પોતેજ શું આયશા હતી? લલિતને એવું સ્વપ્ન આવ્યું હતું, પણ તે હજી બેભાન હતો એટલે તેના સ્વપ્ન ઉપર આધાર રાખી શકાય નહિ. એક બીજી વાત એ જણાઈ હતી કે મહારાણીની પોતાની માન્યતા એવી હતી કે તેની અને લલિતની વચ્ચે કાંઈ ગાંઠ બંધાયલી હતી. મહારાણીએ લલિતને ભેટીને ચુંબન લીધું હતું તેનું શું કારણ હશે? કોઈ સ્ત્રી જીવન અને મૃત્યુની વચ્ચે ઝોલાં ખાતા એક અજાણ્યા પુરૂષ પ્રત્યે આવું પ્રેમદર્શન કરવાની મૂર્ખતા કરે નહિ. તેણે આવી જે કાંઇ ચેષ્ટા કરી હતી તે કોઇ પ્રકારના દિવ્ય જ્ઞાનને લીધે જાગેલા લાગણીઓના ઉભરાને લીધે કરી હોવી જોઇએ, અથવાતો તેને થઇ આવેલા કોઇ અપૂર્વ સ્મરણને લીધે કરી હોવી જોઇએ; દુર્ભાગ્યે એ જ્ઞાન અપૂર્ણ હોય અથવાતો એ સ્મરણ અસ્પષ્ટ હોય

તે જૂદી વાત હતી. માયા વિના બીજું કોણ એવું હોઇ શકે કે જેને લૌલિત વિષેની ભુતકાળની વાતો માલુમ હોય?

પેલા મઠમાં તો કુએન તથા બુદ્ધના અનેક ભક્તો પુર્વ અવતારોની વાતો સાંભરી શકતી હોવાનું માને છે તે ખરૂં પણ કેમ ન હોય? જો મનુષ્ય પ્રાણીઓના આત્માઓ મર્યાદિત સંખ્યામાં જ હોય અને તેઓ જીર્ણ થએલા વસ્ત્રોની પેઠે જૂનાં ખોળીયાં કાઢીને ઉત્તરોત્તર નવાં ખોળીયાં ધરાવતા હોય તો બીજાઓએ પણ લલિતને કેમ ન ઓળખ્યો હોય? પેલી નેપાળી રાજકુમારી અન્નપૂર્ણા કે જે દિવ્ય શક્તિ ધરાવતી હતી અને એકવાર માયા પણ જેનાથી બ્હીતી હતી, જેના મોહને વશ થઈને કંબલકુમારે બૌદ્ધ ધર્મની દીક્ષા છોડી હતી અને બીજા કશાની પરવા કરી નહોતી તેનો અવતાર પણ આ મહારાણી કેમ ન હોય?

હા, હવે મારા મગજ ઉપર અદ્‌ભુત પ્રકાશ પડવા લાગ્યો. એ નેપાળી રાજકુમારી અન્નપૂર્ણાનોજ અવતાર આ કાલુનની મહારાણી હોય એવી મારી ગણત્રી દૃઢ થવા લાગી. બુદ્ધની ઉપાસનામાંથી તેને લલચાવીને પોતામાં મુગ્ધ કરનારી એ રાજકુમારી સાધારણ તો ન જ હોઇ શકે. આ સ્ત્રી માયા ન હોય પણ અન્નપૂર્ણા હોય અને માયા પાસે તેને જતો અટકાવવા માટે તે વચ્ચે આવી હોય એ શું સંભવિત નથી? માયા એ પ્રકૃતિ દેવીનું સ્વરૂપ હોય અને કુએનની પેઠે કંબલકુમારે પણ બુદ્ધનું શરણ પામવાને પ્રકૃતિ દેવીની ઉપાસના સ્વીકારી હોય અને તેમાંથી તે ભ્રષ્ટ થઇને નેપાળી રાજકુમારી સાથે નાસી ગયો હોય એ પણ બનવાજોગ હતું! જો એ ખરૂં હોય તો ભવિષ્યમાં કાંઇ કાંઇ ઉપદ્રવો જાગવાના એવો વિચાર મને આવ્યો અને મારૂ કાળજું કંપી ઉઠયું. હું આ પ્રમાણે વિચારમાં ગુમ બની ગયો હતો, એટલામાં દ્વાર ઉઘડયું અને વૃદ્ધ શામન જાદૂગર અંદર આવીને મારી સામે ઉભો રહ્યો.

# પ્રકરણ ૯ મું.

## લલિતથી વિખુટો.

શામને મને વિનયપૂર્વક પુછ્યું: " કેમ સાહેબ! આપની તબીયત કેવી છે ?"

મેં જવાબ આપ્યો: " તબીયત સારી છે—ઘણી સારી છે. પણ તારૂં નામ શું ?"

" મારૂં નામ **સીમ્બરી** છે, પણ લોકો સાધારણ રીતે મને **શામન** કહે છે; મારી પાસેની વિદ્યાને લીધે મારૂં એ નામ પડ્યું છે. વંશપરંપરાથી તો હું દ્વારપાલનીજ અટક ધરાવું છું. અત્યારે હું મહારાણીના વૈદ્યક સલાહકાર તરીકેનું કામ કરૂં છું."

" પણ **શામન** એટલે શું ? એમાં કઇ વિદ્યાના જાણકારનો અર્થ રહેલો છે ? "

ડોસો જરા સંકોચાતો બોલ્યો: " **શામન** એટલે જાદૂગર. પણ એ વિદ્યાનું મારૂં જ્ઞાન થોડું હોવા છતાં લોકો મને એ નામે બોલાવે છે." એમ કહેતાં **શામન** મધુરૂં હસ્યો અને આગળ બોલ્યો: " ખરી રીતે હું વૈદ્યજ છું. મારી વૈદક વિદ્યાના પ્રતાપેજ તમે જીવતા રહી શક્યા છો. વારૂ, તમારૂં નામ શું ?"

" **હરપાળ.**" મેં કહ્યું: " તમારો અને મહારાણીનો અમારી ઉપર મોટો ઉપકાર થયો છે. અગમચેતી રાખીને જો તમે પેલી બરફની નદીને કાંઠે આવીને ન ઊભાં હોત તો અમે જીવતા રહી શક્યા ન હોત, બુઢ્ઢા વૈદ્યરાજ ! એ અગમચેતી તને તારા જાદૂના જ્ઞાનથી જ મળી હશે, પછી ભલે તારૂં જ્ઞાન થોડું હોય કે વધુ હોય."

હવે બુઢ્ઢો **શામન** ખીલ્યો અને બોલ્યો: " અલબત્ત, મારૂં જાદૂનું જ્ઞાન થોડું છે, તોપણ આ ભૂમિમાં બીજો કોઇ એ વિદ્યાનું જ્ઞાન મારા જેટલું ધરાવતો નથી. મારી વિદ્યાથી હું ભવિષ્યકાળ જાણી

શકું છું. તમારા આગમનની ખબર મને અગાઉથી મળી ગઇ હતી અને હું અને મહારાણી તમારી રાહ જોઇને જ નદી કાંઠે ઊભાં હતાં."

" એ તો ખરેખર નવાઇ જેવું જ્ઞાન કહેવાય. ત્યારે અહીં વૈદ્યક વિદ્યા અને જાદૂ વિદ્યા બેઉનો અગત્યનો સંબંધ મનાતો હોય એમ લાગે છે."

" તમે જેમ કહો છો તેમજ. અમારે ત્યાં એ બેઉ વિદ્યાઓ જૂદી મનાતી નથી. તમારે ત્યાં કેમ મનાય છે વારૂ?"

" અમે થોડું વૈદ્યક જાણીએ છીએ પણ જાદૂ વિદ્યા નહિ."

" પણ તમારૂં થોડું વૈદ્યક પણ ઘણું આગળ વધેલું હશે, નહિતો તમે આ પર્વતને ઓળંગવા જીવતા રહી શકો નહિ! વારૂ, તમે કોની શોધમાં આવ્યા છો? તમારો સાથી કાંઇ એવું કહે છે કે તમે નદી કાંઠે વસતી કોઇ મહારાણીને મળવા—"

હું વચ્ચે બોલી ઉઠયો: " શું તે એવું કહે છે? ખરેખર, એવું કહે છે? એ ઘણું નવાઇભરેલું છે. તારી સાથે જે મહારાણી નદી કાંઠે આવ્યાં હતાં અને જેમણે અમને બચાવવામાં ભાગ લીધો હતો તે કાંઇ જેવાં તેવાં મહારાણી દેખાતાં નથી."

" ખરેખર, તે મહારાણી છે અને આ પ્રદેશ ઉપર તેમની આણ વર્તે છે. પણ હરપાળ! તમે અમારી ભાષા બોલી શકો છો તે જોઈને મને નવાઇ લાગે છે."

"તેમાં નવાઇ જેવું કશું નથી. તમે બોલો છોતે ભાષામાં અને પ્રાકૃત ભાષામાં ફેરફાર થોડો છે. તેમાં થોડા ચીનાઈ અને તીબેટની ભાષાના શબ્દો છે અને એ બેઉ ભાષા અમે જાણીએ છીએ; અત્યારે પ્રાકૃત ભાષા અમારે ત્યાં બોલાતી નથી પણ મોટાં વિદ્યાલયોમાં ભણાવાય છે. તમારી ભાષામાં કોઈ કોઈ ગ્રીક ભાષાનો શબ્દ આવતો લાગે છે તે અમે સમજી શકતા નથી. મને નવાઇ એ લાગે છે કે પ્રાકૃત જેવી પ્રાચીન ભાષા તમારા દેશમાં ક્યાંથી!?"

**શામન** બોલ્યોઃ " તે હું તમને સમજાવું. અનેક સૈકા પૂર્વે **સીકંદર** નામના ગ્રીક પાદશાહે હિંદ દેશ ઉપર હલ્લો કર્યો હતો. અમારા તે વખતના વડવાઓ **મગધ** દેશમાં રહેતા હતા. **મગધ** દેશ ઉપર **સીકંદર**નો હલ્લો આવતાં **મગધ**માંથી લોકોનાં ટોળાં ઉત્તર તરફ નાસી આવ્યાં. તે ટોળામાં એક વીર સરદાર હતો. તેણે બધાને અહીં દોરી આણ્યા અને પોતાનો વંશ સ્થાપ્યો. તે લોકો **માગધી** હતા, તે અત્યારે **મગ્ગી** કહેવાય છે. ચોપાસ બરફ, રણ અને પર્વતો હોવાથી અહીં કોઈ મુસાફરો આવતા નથી અને બહારની દુનિયા સાથે અમારે કાંઈ સંબંધ રહ્યો નથી એટલે અમારામાં **ચીન** કે **તીબેટ**ની ભાષાના કોઈ કોઇ શબ્દોજ માત્ર છે, બાકી અમારી ભાષા **મગધ**ની તે વખતની ભાષાના જેવીજ **પ્રાકૃત** છે. પાછળથી અમારામાં **સીકંદર**ના નાસી છૂટેલા કોઈ કોઇ સૈનિકો આવી રહેલા તેથી કોઇ કોઇ ગ્રીક શબ્દ પણ અમારામાં દાખલ થઇ ગયો છે. હું **ગ્રીક** ભાષા જાણું છું અને મોંગોલીઅન જાણું છું. તમે જ્યારે નદી કાંઠે ઉતર્યા, ત્યારે મેં પહેલાં **ગ્રીક**માં અને પછી **મોંગોલીયન**માં તમારી સાથે વાતચીત કરવા માંડી પણ તમે તે સમજી શક્યા નહિ, પણ અમારા દેશની ભાષામાં હું બોલ્યો ત્યારે તમે તે સમજી શક્યા, એ જોઇને મને પણ નવાઇ લાગી હતી."

" બરાબર, એ વાત મળતી આવે છે. વારૂ, પણ જે **માગધી** વીર પુરૂષ બધાં ટોળાંને અહીં દોરી લાવ્યો તેનું નામ શું ?" મેં પૂછ્યું.

" તેનું નામ **રાજન** હતું એવું અમે જાણીએ છીએ, પણ 'રાજન' નો અર્થ રાજા પણ થાય છે એટલે કદાચ તેનું નામ બીજું હોય અને ' રાજન ' તેનું બીરૂદ હોય. એ **રાજન**ના વંશજો હજી અહીં રાજ્ય કરતા આવ્યા છે અને અમારાં મહારાણી એના જ વંશનાં છે. "

" એ **રાજન** જે દેવીને પૂજતો તેનું નામ શું **પ્રકૃતિ દેવી** હતું ?"

**શામન** બોલ્યોઃ " ના, ના, તેનું નામ **આશા** હતું !"

"આશા ?" હું આશ્ચર્ય પામ્યો. થોડીવાર ચૂપ બેસી રહ્યો. 'આશા' અમર હોય છે, 'માયા' પણ અમર હોય છે, અને 'પ્રકૃતિ' પણ અમર હોય છે. ત્રણેના અમરત્વની કલ્પના મને બંધ બેસતી જણાઈ, એટલે 'માયા' અને 'આશા' માં 'પ્રકૃતિ' ના સ્વરૂપનોજ અંશ હશે એમ હું સમજી શક્યો. આ સમજ વૃદ્ધ શામનમાં ન હોય એ પણ સ્વાભાવિક હતું. આ કારણથી એ ખુલાસો શામન પાસેથી મેળવવાની મેં દરકાર કરી નહિ. મેં માત્ર તેને એટલું પૂછ્યું કે "એ આશાદેવીની પૂજા હજી અહીં ચાલે છે ?"

તેણે કાંઈક બેદરકારીથી જવાબ આપ્યો: "અહીં એક પર્વતની અંદર આશાનું મંદિર છે અને તેમાં સાધુઓ તથા સાધ્વીઓ રહે છે જેઓ એ જૂની દેવીપૂજા કર્યા કરે છે. પરંતુ અહીંના લોકોનો અને અહીંની ભૂમીનો ખરો દેવ તો 'અમર અગ્નિ' જ છે. રાજાને અહીં આવીને મગ્ગી લોકોને વસાવ્યા ત્યારપહેલાંથી આ અમર અગ્નિ પૂજાતો આવ્યો છે અને તે એ પહાડમાં વસે છે. એ પહાડમાંથી વખતો વખત અગ્નિ ફાટી નીકળે છે અને લોકોનો સંહાર વાળી નાંખે છે."

"અને કોઈ દેવી એ અગ્નિમાં વસે છે ?" મેં પૂછ્યું.

શામને ફરીથી મારા ચહેરા તરફ તીવ્ર દૃષ્ટિથી જોયું, અને જવાબ આપ્યો: "અતિથિ હુરપાળ ! હું એવી કોઈ દેવીને ઓળખતો નથી. તે પહાડ પવિત્ર છે અને તેના ગુપ્ત ભેદો જાણવાને યત્ન કરવો તે મોત માગી લેવા બરાબર છે. તમે આવા સવાલો કેમ પૂછો છો ?"

"એટલાજ માટે કે મને જૂના ધર્મો વિષે વધુ જાણવાની ઈંતેજારી રહ્યા કરે છે. એ મારા અભ્યાસનો વિષય છે. પેલા પહાડના શિખરપર અગ્નિજ્વાળા જોઈને અને તેમાં કાંઈ ભેદ હોવાની કલ્પના કરીને હું અહિં તે જાણવા આવ્યો છું. પરંપરાથી વિદ્વાનો તેના ભેદની કાંઈ વાતો જાણતા હોય તે બનવાજોગ છે."

" તો હુરપાળ! એ અભ્યાસ છોડી દો! કારણકે તે ભેદ જાણવાનો માર્ગ કાળના કૂતરાઓથી અને જંગલી લોકોનાં ઝેરી ભાલાંથી ઘેરાયલો છે. વળી ત્યાં કાંઇ શીખવા જેવું પણ નથી."

" એ વળી કાળના કૂતરાઓ કેવા છે?"

" એ એક જાતના ભયંકર શિકારી કૂતરાઓ છે; જેઓ કાંઇ કાયદાની વિરૂદ્ધ કિંવા મહારાજાની ઇચ્છા વિરૂદ્ધ અપરાધ કરે તેઓને અમારા પ્રાચીન રીવાજ મુજબ એ કાળના કૂતરાઓને સોંપી દેવામાં આવે છે અને એ કૂતરાઓ તેમને ફાડી ખાય છે."

" મહારાજાની ઇચ્છા? એ મહારાજા કોણ છે? શું આ મહારાણીનો સ્વામી તેજ એ મહારાજા છે?"

"હા," શામન બોલ્યો: " એ મહારાણીનો પિતરાઈ થાય અને સ્વામી પણ થાય. તે પહેલાં આ દેશના અર્ધા મુલક ઉપર રાજ્ય કરતો હતો, અને મહારાણીને પરણ્યા પછી આખા દેશનું એક રાજ્ય થયું છે. પણ હવે આપણે બહુ વાતો કરી. હું તો તમને એમ કહેવા આવ્યો હતો કે તમારે માટે ભોજન તૈયાર છે." એમ કહી તે જવા લાગ્યો.

" ભાઇ શામન! એક વાતનો જવાબ આપતો જા! હું આ ઓરડામાં કેવી રીતે આવ્યો અને મારો સાથી ક્યાં છે?

" તમને અહીં ઉંઘતા લાવવામાં આવ્યા હતા, અને એ ફેરફારથી જ તમને ઉતાવળે સારૂં થયું છે. શું તમને એ કાંઈ સાંભરતું નથી?"

" કશું–કશું સાંભરતું નથી." મેં નિખાલસ દેખાવથી જવાબ આપ્યો: " પણ મારો સાથી ક્યાં છે?"

" તેને સારૂં છે. મહારાણી વિજ્જુલરેહા પોતે તેની સેવા કરે છે."

" વિજ્જુલરેહા! સંસ્કૃત વિદ્યુત્–રેષાનોજ એ પ્રાકૃત પર્યાય છે. તેનો અર્થ વિજળીની રેખા એવો થાય છે!"

" અને શું મારી દૌહિત્રી વિજળી જેવી તરલ તથા સુંદર નથી?"

"મહારાણીના માતામહ શામન! એ હું શું જાણું? મેં ક્યાં મહારાણીને બરાબર જોયાં પણ છે?" મહારાણીની ગુપ્ત ચેષ્ટાથી હું સંપૂર્ણ રીતે અજાણ છું એવો દેખાવ કરવામાં મેં મારી પૂરી ચતુરાઇ વાપરી. શામન ચાલ્યો ગયો અને તુરતજ તેના બે સેવકો મારે માટે ભાણું લાવીને મૂકી ગયા.

પાછું જરા મોડેથી દ્વાર ઉઘડયું અને મહારાણી વિજ્જુલરેહા એકલી અંદર આવી. મારી પાસે આવતી વખતે તેણે બારણું બંધ કરી દીધું. મેં મારા ખાટલામાં બેઠાં થઇને તેને નમન કર્યું, જો કે મારૂં અંતર તો ભયથી ધડકતું હતું. તે પણ સમજી ગઇ કે હું બીહું છું, એટલે તે બોલી: "સુઇ રહે, જરાએ બ્હીશ નહિ. અત્યારે હું તને કશી ઈજા કરવાની નથી; પણ તું મને કહે કે લલિત તારો શો સગો છે? તે તારો દીકરો થાય? મને તો તેમ નથી લાગતું; તારો ચહેરોજ કહી આપે છે કે તું તેનો બાપ ન હોઇ શકે."

"તે મારો પાલિત પુત્ર છે, મહારાણી! પણ હું તેને એક પિતાના જેવા પ્રેમથીજ ચાહું છું."

તેણે પૂછ્યું: "હવે કહે, તમે અહીં શું શોધવા આવ્યા છો?"

"પેલા જ્વાલામુખી પર્વત ઉપર શોધતાં શોધતાં જે કાંઇ અમારા ભાગ્યમાં લખ્યું હશે તે મળશે; તે સિવાય અમારે બીજું કશું શોધવાનું નથી."

મારો જવાબ સાંભળીને તે ફીક્કી પડી ગઈ, તોપણ દૃઢ સ્વરે તે બોલી: "તો પછી ત્યાં તમને મૃત્યુ સિવાય બીજા કશાની પ્રાપ્તિ થવાની નથી. તે પર્વતનું રક્ષણ જંગલી લોકો કરે છે. તેઓ કાંતો તમને મૃત્યુને ભેટાડશે અને તેઓને હાથે નહિ તો પછી પર્વત ઉપર પહોંચ્યા પછી મૃત્યુ તમને ભેટશે. તે પર્વત ઉપર આશાદેવીનું મંદિર છે. એ મંદિરની પવિત્રતાનો ભંગ કરવો તે કોઇ પણ માણ-

સને માટે મૃત્યુને નોતરવા બરાબર છે. મૃત્યુ પણ એવું ભયંકર કે બળતી આગમાં જીવતાં બળી મરવાનું!"

"અને એ મંદિરની અધિષ્ઠાત્રી કોણ છે? એક સાધ્વી છે?"

"હા એક સાધ્વી છે, પણ મેં તેનું મ્હોં કોઈ વાર જોયું નથી. તે એટલી બધી ધરડી છે કે પોતાનું મ્હોં લોકોને નહિ બતાવવાને આખે શરીરે બુરખો વીંટી રાખે છે."

"ઓહો! શું તે આખે શરીરે બુરખો પહેરે છે? એમ?" મારી નસોમાં લોહી જોરથી વહેવા લાગ્યું. મને બુરખો પહેરનારી માયા સાંભરી આવી. મેં કહ્યું: "ભલે એ બુરખો પહેરતી હોય કે ઉઘાડી ફરતી હોય, પણ અમે તેને મળીશું અને એવી આશા રાખીશું કે તે અમારો સત્કાર કરશે."

તે બોલી: "તેમ કરશો નહિ, કારણકે ત્યાં જવું એજ આ દેશના કાયદાથી વિરૂદ્ધ છે, અને જો તમે જશો તો મને જાણી જોઇને હત્યા થવા દેવાનું પાપ લાગશે."

મેં પૂછ્યું: "મહારાણી! તમે અને એ સાધ્વી એ બેમાં વધારે જોર કોનું?

"વધારે જોર તો મારૂં. જો જરૂર પડે તો હું સાઠ હજાર માણસોને લડાઇમાં ઉતારી શકું અને તેની પાસે તો તેના થોડા સાધુઓ છે અને થોડા જંગલી માણસો છે, બીજું કશું ન મળે!"

"દુનિયામાં એકલી તલ્વારજ બળવાન છે, એમ ન માનશો. વારૂ, પણ એ સાધ્વી કોઇવાર આ કાલુનના મુલકમાં આવેછે ખરી કે?"

"ના, કોઈ દિવસ નહિ. સેંકડો વર્ષો અગાઉ એકવાર પર્વતના લોકો અને કાલુનના પ્રદેશના લોકો વચ્ચે મોટો વિગ્રહ ચાલેલો, તે પછી જે સમાધાની થયેલી તેની શરતોને અનુસરીને નદીની આ પાર તે આવી શકે નહિ અને જો આવે તો લડાઈ જાગી ચૂકેલી સમજવી. એ લડાઇમાં જે જય પામે તે આખા પ્રદેશ ઉપર રાજ્ય કરે.

તેવીજ રીતે કાલુનના રાજા કે રાણી જ્યારે મૃત્યુ પામે ત્યારે તેના મુડદાને અગ્નિદાહ આપવા માટે અમે પર્વત ઉપર જઇ શકીએ છીએ, તે સિવાય બીજી કોઇ વાર અમે પર્વત ઉપર જઇ શકીએ નહિ એવી પણ શરત છે."

મેં ફરીથી પૂછ્યું: "ત્યારે આ પ્રદેશનો સાચો માલેક કોણ? આશાના મંદિરની સર્વોપરિ સાધ્વી કે કાલુનનો રાજા?"

"ધાર્મિક બાબતોમાં આશાના મંદિરની વડી સાધ્વી સર્વોપરિ છે કારણકે તેના શબ્દોને અમે સ્વર્ગમાંથી ઉચ્ચારાએલા શબ્દો માનીએ છીએ; બીજી બધી અને ખાસ કરીને રાજદ્વારી બાબતોમાં કાલુનનો રાજા સર્વોપરિ છે."

"કાલુનનો રાજા? ત્યારે તમે પરણેલાં જણાઓ છો, મહારાણી સાહેબ!"

"હા." તેણે જવાબ આપ્યો અને તેમ બોલતાં તેના મુખપર શરમના શેરડા પડયા; "અને જો તને ખબર ન હોય તો હું કહું કે હું એક ગાંડા પુરૂષની પત્ની છું, અને તે પુરૂષને હું ધિક્કારૂં છું."

"તમે તેને ધિક્કારો છો, તે તો હું જાણું છું." મેં કહ્યું.

તે મારી તરફ ભેદક દૃષ્ટિથી જોઇ રહી અને બોલી: "શું? શું મારા માતામહ શામને—એ વૃદ્ધ દ્વારપાલે તને એ વાત કહી? ના, તેં કાંઇ જોયું એ, હું જાણું છું કે તું જોઇ ગયો છે, અને તેટલા માટેજ તને મારી નાંખવો એ વધારે વાજબી છે. તારો મારે માટે હલકો અભિપ્રાય બંધાયો હશે..." મેં લલિત પરનો તેના પ્રેમની ચેષ્ટા જોએલી, તે ઉપરથી તેનો પોતાના પતિ પ્રત્યે તિરસ્કાર હશે એમ હું સમજી શકયો હતો.

મેં કશો જવાબ આપ્યો નહિ, કારણકે ખરી રીતે હું ગુંચવાઇ ગયો હતો. જો હું કાંઇ બીજી અવિચારી કબુલતો કરી નાંખીશ તો તે વધારે વેર ઝેરથી ઘેલી બનશે એવો મને ભય લાગ્યો હતો.

તે આગળ બોલીઃ "હું હમેશાં પુરૂષોને ધિક્કારૂં છું. મારા ઓઠ પેલા પર્વત ઉપરના બરફ જેટલા પવિત્ર છે, હું કાલુનની મહારાણી પવિત્ર પ્રમદા છુંઃ છતાં તું તો એમજ માનતો હોઇશ કે હું એક બેશરમ અબળા છું, નહિ વારૂ?" એમ બોલતી મહારાણી બેઉ હાથથી પોતાના મ્હોંને છુપાવીને ઉભી તથા મનોવ્યથાનો આવીર્ભાવ સ્ફુરાવવા લાગી.

મેં કહ્યુંઃ "ના, હું તેમ માનતો નથી. કાંઇ કારણો હશે, કાંઇ ખુલાસો પણ હશે; જો તમે મને તે બધું કહેવાની કૃપા કરો તો સારૂં."

"અતિથિ! ખરેખર, તેનાં કારણો છે. જ્યારે તું આટલું જાણે છે, ત્યારે તેનાં કારણો પણ હું તને જણાવીશ. મારા સ્વામીની પેઠે હું પણ ગાંડી થઇ છું. તારા સાથીનો ચહેરો મેં જ્યારે પહેલવહેલો જોયો, નદીકાંઠે મેં તેનું દર્શન કર્યું, ત્યારથીજ મારામાં ઘેલછાએ પ્રવેશ કર્યો છે, અને–અને–"

"તમે તેના ઉપર પ્રેમ ઢોળ્યો છે, એમજને?" મેં સૂચન કર્યુંઃ "વારૂ, એમ તો બનતુંજ આવ્યું છે, પરન્તુ તેથી કાંઇ લોકો ગાંડા લેખાતા નથી."

તે આગળ બોલીઃ "નહિ, નહિ, તે પ્રેમજ નહોતો પણ પ્રેમથી કાંઈ વિશેષ હતું. મારામાં કોઇ ભૂતનો પ્રવેશ થયો હતો અને તે રાત્રે મેં શું કર્યું તેની મને ખબર નથી. કોઇ અદૃશ્ય શક્તિ મને હાંકી રહી હતી. મારી ભાગ્યરેખા મને દોરી રહી હતી. છેવટે હું તેની છું તેની એકલાનીજ છું; હું સોગંદ લઈને કહું છું કે તે મારો છે અને હું તેનીજ થઇશ." અને એ પ્રમાણે બોલીને તે એકદમ ઓરડાની બહાર દોડી ગઇ. તે ગઇ અને હું વિચાર વિવશ થઇને પાછો બિછાનામાં પડ્યો; આ કારમો વિકાર તેનામાં કેવી રીતે ઉદ્‌ભવ્યો હશે? આ મહારાણી કોણ હશે? લલિત તેને કોણ સમજશે?

લલિત ભાનમાં આવી જે કાંઇ બોલી નાંખે કે કરી નાંખે તે પહેલાં હું તેની પાસે પહોંચી જઉં તો સારૂં એમ મારા મનમાં થયું.

ત્રણ દિવસ વહી ગયા, તે દરમિયાન મહારાણી મને મળી નહિ. શામન કહેતો હતો કે મહારાણી રાજધાનીના નગરમાં ગયાં હતાં અને ત્યાં અમારા આતિથ્ય માટેની તૈયાર કરવામાં રોકાયાં હતાં. લલિતને મળવા જવા દેવાની મેં તેને બહુએ વિનતિ કરી પણ તે તો વિનયપૂર્વક માત્ર એટલોજ જવાબ આપતો કે "તમારાથી દૂર રહેવાથી લલિતની તબીયત વધારે સુધરે છે." હવે મને વહેમ આવવા લાગ્યો. લલિત ઉપર કાંઇ આફત આવી હશે એવી શંકા પડવા લાગી અને ખરી સ્થિતિની ખબર મેળવવાને હું વધારે ઉત્સુક બન્યો, પણ એ ખબર કેવી રીતે મેળવવી તેની કાંઈ મને સૂઝ પડી નહિ. મારી પાસે એક ભીંજાયલી ડાયરી હતી તેમાંથી એક પાનું ફાડીને મેં તેમાં લલિત ઉપર ચિઠ્ઠી લખી, પણ ચિઠ્ઠી લઈ જવાની ચાકરે ના કહી અને શામને કહ્યું કે "હું વાંચી શકું નહિ તેવી ચિઠ્ઠી હું લઇ જતો નથી!" ત્રીજા દિવસની રાત્રે કોઇપણ જોખમે લલિતને મળવાનો મેં નિશ્ચય કર્યો. હવે હું સારી પેઠે ચાલી શકતો હતો અને પહેલાંનું જોમ ઘણે ભાગે મારા શરીરમાં આવી ગયું હતું. મધરાત થઈ અને ચંદ્ર આકાશમાં ચડયો તે વખતે હું બિછાનામાંથી ઉઠયો, કપડાં પહેર્યાં અને હથીયારમાં મારી પાસે એક છરી હતી તે સાથે લઈને હું ઓરડાનું બારણું ઉઘાડી બહાર નીકળ્યો. અંધકાર પ્રસરી ગયો હતો. મેં ધીમે ડગલે ચોરી-છુપીથી ચાલવા માંડયું. થોડું આડું અવળું ભટકીને હું લલિતવાળા ઓરડાની નજીક પહોંચ્યો પણ તત્ક્ષણ હું પાછો હઠી ગયો! મહારાણી વિજ્જુલરેહા તે ઓરડાનાં બારણાં બંધ કરીને બહારથી તેને તાળું મારી રહી હતી અને તેના હાથમાંના દીવાના પ્રકાશમાં મેં જોયું કે તે મહારાણી સિવાય બીજું કોઇ નહોતું!

પહેલાં મને મારા ઓરડામાં પાછા ફરવાનો વિચાર થયો, પણ પછી એ વિચાર છોડી દીધો, કારણકે તે મને જોઇ જશે એવી મારી ખાત્રી હતી. આ કારણથી મેં વિચાર્યું કે જો તે મને જુએ તો જરાએ ભય વિના ઉઘાડા પડવું અને કહેવું કે હું તો લલિતને મળવા જવાનો રસ્તો શોધી રહ્યો છું, અને તેની તબીયત કેવી છે તે જાણવા માંગુ છું. આ કારણથી હું દિવાલને અઢેલીને ઉભો રહ્યો અને મારી પાસે થઇને મહારાણી પસાર થાય તે ક્ષણની રાહ ધબકતે હૃદયે જોવા લાગ્યો. તાળું વાસીને તે આવી, મારી પાસે થઇને પસાર થઇ અને પાસેની નીસરણીનાં પગથીયાં ચડવા લાગીઃ પણ તેની દૃષ્ટિ મારી પર પડી નહિ! હવે શું કરવું? લલિતને મળવા જઇ શકાય તેમ હતુંજ નહિ, કારણકે મહારાણીએ બારણે તાળું લગાવ્યું હતું. ત્યારે શું પાછા ફરીને બિછાનામાં સૂઇ જવું? ના, હવે તો મારે મહારાણીની પાછળપાછળજ જવું અને જો તે મળી જાય તો પહેલેથી મનમાં ધારી રાખેલું બ્હાનું તેને જણાવવું. એમ કરવાથી મને કાંતો કાંઇક લલિતના સમાચાર મળશે, અથવા તો કટારીનો ઘા મળશે! ગમે તેમ, પણ હવે અહીંથી પાછા તો નજ ફરવું એવો નિશ્ચય કરીને હું ધીમે પગલે મહારાણીની પાછળ સીઢીનાં પગથીયાં ચડવા લાગ્યો.

* * * *

પ્રિયવાચક! અહીંથી વાર્તાનો અધુરો રહેલો ભાગ "અપ્સરાનો અવતાર–ભાગ ૨ જો" માં વાંચશો. જે કોઇ પાંચ આનાની પોસ્ટની ટીકીટો બીડશે તેને તે ભાગ ઘેર બેઠાં પોસ્ટ રસ્તે પહોંચાડવામાં આવશે. પુસ્તક મળવાનું ઠેકાણુંઃ—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા અમદાવાદ.**

# ગુજરાતી મોટર ગાઇડ

## ૧-૨-૩-૪-૫-૬ અને ૮ સીલેન્ડરની મોટરગાડી

## ચલાવવાની માહીતી આપનારૂં પુસ્તક

આંમાં એંનજીન અને તેના ચાર સ્ટ્રોક, સકશન સ્ટ્રોક અને ઇનલેટ સ્ટ્રોક, કૉંવરેશ સ્ટ્રોક, પાવર સ્ટ્રોક, એકઝો સ્ટ્રોક, વાલ્વ એન્ડ કેમ, ડબલ દાતાનું કેમ શાફ્ટ, વાલ્વના ટાઇમીંગ, વાલ્વના ટાઇમીંગ વીગેરે પેટરોલ, ફર્લ્યુ ગેટર, તથા કાબ્યુરેટર, બેટરી તયાર કરવાની રીત, એક્યુમ્યુલેટર, ચાર્જીંગ કનેકશનકોઇલ, સ્પાર-કિંગ પ્લગ, કોનટેકટ બ્રેકર વોલ્ટમિટર, ઇનશુલેટેડ વાયર, ડિસ્ટ્રિબ્યુટર, બોસમેગનેટિક મેક એન્ડ બ્રેક સ્પાર્કિંગ પ્લગ, મેગનેટો આરમ્યુચર, મેગનેટો કોનટેંકટ બ્રેકર અને ડિસ્ટ્રિબ્યુટર, ટાઇમીંગ ગીયરને મેગનેટો કેવો બેસાડવો. સીંગલ સીલેન્ડ ડમડાઇલ વાવરીંગ ડબલ અને ચાર સીલેન્ડરનું વાવરીંગ, સીલેન્ડર, ફાયરીંગ ઓર્ડર. ડબલ સિલેન્ડરના ક્રોક, ત્રણ સિલેન્ડરના એંજીનની માહિતી છ સીલેન્ડરના એંજીનનો ક્રોક, વાવરીંગ વોટર કુલીંગ સિસ્ટીમ, ટયુબીલર રેડિએટર, થરમોસાયફન વોટર કુલીંગ સિસ્ટીમ, વોટરપંપ કલચ્યસ લેદરકોનકલચ, પ્લેટસંકલીંગ, ફેરવનારી મોટીપ્લેટ ફરનારી નાનીપ્લેટ, કંપલીટ કલચપ્લેગ, ડિફરન સિયલ ગિયર ચેનમડગાર્ડ સ્ટિયરીંગ ગિયર, લેદર બાઇડીંગ હેંડબ્રેક, ઇનટર્નલ એકસ પેડીગબ્રેક, થ્રોટલ. લિવર અને એકસલીરેટર, ગવર્નર, ટાયરમાં હવાભરવાનો પંપ, ટાયરમાં હવા ભરવાનુ કોષક, ટાયર કાઢવા ટાયર અને ટયુબનો જથ્થો, ગલ્ટવની સુચના વિગેરે ઉપયોગી બાબતોનો આમાં સમાવેશ છે, પુસ્તકમાં સમજ ખાતર ઠેકાણે ઠેકાણે તેના ભાગના ચિત્ર આપવામાં આવેલ છે કિ. રૂ. ૨-૦-૦ પોસ્ટેજ ૦-૪-૦ આના જુદા.

મળવાનું ઠેકાણું :-

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.**

ત્રણ દરવાજા-**અમદાવાદ.**

ધર્મ-વિજય પ્રીં પ્રેસ ૨૪ રતનપોળ-અમદાવાદ.